# ॥ भामिनी विलास ॥

## મુળ સહિત ગુજરાતી ભાષાંતર.

દ્વારકા પુસ્તક પ્રસારક મંડળીએ

છપાવી પ્રસિદ્ધ કર્યો.

મુંબઇ.

"ગુજરાત પ્રીંટીંગ" પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૩ ઇસ્વીસ ૧૮૮૭.

કિમ્મત આઠ આના.

૩૨૫૪

# ॥ ભામિની વિલાસ ॥

## મુળ સહિત ગુજરાતી ભાષાંતર.

દ્વારકા પુસ્તક પ્રસારક મંડળીએ

છપાવી પ્રસિદ્ધ કર્યો.

મુંબઇ.

"ગુજરાત પ્રીંટીંગ" પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૩ ઇસ્વીસન ૧૮૮૭.

કિમ્મત આઠ આના.

# અર્પણ પત્રિકા.

રાજેશ્રી બાકરલાલ અમરજી

મજમુદાર એજંટ ( દ્વારકા )

સાહેબ આપના તરફથી આ મંડળીને શરૂયાત માં યોગ્ય ઉત્તેજન મળેલ છે. એટલુંજ નહી પણ આ ગ્રંથ છપાવિ પ્રસિદ્ધ કરવામાં આપે તન મન અને ધનથી મદદ કરી છે તેથી આ ગ્રંથ આપને અર્પણ કરીયે છીયે અને અમને આશા છે કે આપ સ્વીકારશો.

દ્વારકા પુસ્તક પ્રસારક મંડળી.

३२४४

# ॥ भामिनीविलासः ॥

## મૂળસહિત ગુજરાતી ભાષાંતર.

दिगन्ते श्रूयन्ते मदमलिनगण्डाः करटिनः क-
रिण्यः कारुण्यास्पदमसमशीलाः खलु मृगाः ॥
इदानीं लोकेऽस्मिन्ननुपमशिखानां पुनरयं नखानां
पाण्डित्यं प्रकटयतु कस्मिन्मृगपतिः ॥१॥

અર્થ–મોટા મદોન્મત્ત હાથીઓ દિશાના છેડામાં છે, હાથણીઓ દયાનું પાત્ર છે અને મૃગ કાંઇ બરોબરીઆ કહેવાય નહી. ત્યારે હવે તીક્ષ્ણ ધારવાળા નખોનું પરાક્રમ સિંહે કોના પર બજાવી દેખાડવું. ૧

पुरा सरसि मानसे विकचसारसालिस्खलत्परा-
गसुरभीकृते पयसि यस्य यातं वयः ॥ स पल्वल
जलेऽधुना मिलदनेकभेकाकुले मरालकुलनायकः
कथय रे कथं वर्तताम् ॥२॥

અર્થ–ખીલેલા કમળોની પંક્તિના પરાગથી સુગંધી થએલા માનસ સરોવરમાં જેણે પ્રથમ અવસ્થા કાઢી તે રાજહંસ, અનેક દેડકાથી ભરપુર ખાબોચીઆના પાણીમાં કેવી રીતે વરતી શકે? ૨

तृष्णालोलविलोचने कलयति प्राचीं चकोरीगणे
मौनं मुंचति किंच कैरवकुले कामे धनुर्धुन्वति ॥
माने मानवतीजनस्य सपदि प्रस्थातुकामेऽधु-

ना धातः किंनु विधौ विधातुमुचितो धाराधरा-
डम्बरः ॥३॥

અર્થ—તૃષ્ણાથી ચપળ નેત્રવાળી ચંદ્રોરી પૂર્વ દિશા સામુ જુવેછે, કમળો ખીલે છે, કામદેવ પોતાનું ધનુષ સજ કરેછે અને માનવતી સ્ત્રીનું માન જવાની તઇયારીમાં છે, એવામાં હે દૈવ તને આ વરસાદનો આડંબર કરવો શું યોગ્ય છે? ૩

अयि दलदरविन्द स्यन्दमानं मरन्दं तव किमपि लिहन्तो मञ्जु गुञ्जन्तु भृंगाः॥ दिशि दिशि निरपेक्षस्तावकीनं विवृण्वन् परिमलमयमन्यो बान्धवो गन्धवाहः ॥४॥

અર્થ—અરે ખીલતાં કમળ, તારા સ્રવતા મકરંદ (પુષ્પરસ) ની જરા લેજત લેતા ભમરા કાંઇ થોડો ગુંજારવ ખુશીથી કરે છે! પણ દરેક દિશામાં તારા સુગંધને ફેલાવનાર નિષ્કારણ બાંધવ તો પવન છે. ૪

समुपागतवति दैवादवहेलां कुटज मधुकरे माऽगाः॥ मकरन्दतुन्दिलानामरविन्दानामयं महामान्यः ॥५॥

અર્થ—હે કુટજના વૃક્ષ, દૈવયોગથી તારી પાસે આવેલા ભમરાનું તું અપમાન નહીં કર. કારણ કે મકરંદથી ભરેલા કમલનો આ (ભમરો) મોટો માનીતો છે. ૫

तावत्कोकिल विरसान्यापय दिवसान् वनान्तरे

निवसन् ॥ यावन्मिलदलिमालः कोऽपि रसालः समुल्लसति ॥६॥

અર્થ—હે કોયલ, ત્યાં સુધી તું કોઇ જંગલમાં રસ વગરના દહાડા કાઢ, કે જ્યાં સુધી ભ્રમરોથી ભરપૂર કોઈ આંબો પોતાની મંજરીથી ખીલ્યો નથી. ૬

कमलिनि मलिनीकरोषि चेतः किमिति बकैरव हेलिताऽनभिज्ञैः ॥ परिणतमकरन्दमार्मिकास्ते जगति भवन्तु चिरायुषो मिलिन्दाः ॥७॥

અર્થ—હે કમલિની, તારા ગુણોથી અજાણ બગલાએ તારો તિરસ્કાર કર્યો છે એટલા ઊપરથી દિલગીર થવાનું નથી; કારણ કે તારા પાકા રસના સ્વાદને જાણનારા ભમરાઓ હજુ ચિરંજીવ છે. ૭

नितरां नीचोऽस्मीति त्वं खेदं कूप मा कदापि कृथाः ॥ अत्यन्तं सरसहृदयो यतः परेषां गुणगृहीतासि ॥८॥

અર્થ—હે કુવા, હું ઘણો નીચો છું એવો ખેદ તારે કદી પણ કરવો નહીં. કારણ કે તું અત્યંત રસ (પાણી) સહિત હૃદયવાળો અને બીજાના ગુણો (રાંઢવાં) નો ગ્રહણ કરનાર છે. ૮

येनामन्दमरन्दे दलदरविन्दे दिनान्यनायिषत ॥ कुटजे खलु तेनेहा तेने हा मधुकरेण कथम् ॥९॥

અર્થ—ઘણા રસથી ભરપૂર ખીલેલા કમળમાં જેણે દહાડા કા-

ઢયા છે, તે ભમરાને, અપસોસ છે કે આ કુટજના ઝાડમાં ઈ-
ચ્છા કેમ થઇ. ૯

**अयि मलयज महिमाऽयं कस्य गिरामस्तु विषय-
स्ते ॥ उद्गिरतो यद्गरलं फणिनः पुष्णासि परिम-
लोद्गारैः ॥१०॥**

અર્થ—હે મલયાગર, આ તારો મહિમા કોનાથી વર્ણવી શ-
કાય ? કારણ કે ઝેરી સર્પોને પણ તું તારા સુગંધથી પોષણ
કરે છે. ૧૦

**पाटीर तव पटीयान्कः परिपाटीमिमामुरी
कर्त्तुम् ॥ यत्पिंषतामपि नृणां पिष्टोऽपि तनोषि
परिमलैः पुष्टिम् ॥११॥**

અર્થ—હે ચંદન, આ તારી રીત ધારણ કરવાને કોણ હિમ્મ-
ત ધરાવી શકે છે ? કારણ કે તને પીસનારા માણસને પણ તારા
સુગંધથી તું પુષ્ટિ આપે છે. ૧૧

**नीरक्षीरविवेके हंसालस्यं त्वमेव तनुषे चेत् ॥
विश्वस्मिन्नधुनान्यः कुलव्रतं पालयिष्यति कः॥१२॥**

અર્થ—હે હંસ, દુધ અને પાણી જુદું કરવામાં તુંજ જો આ-
ળસ કરીશ તો આ જગતમાં હાલ બીજો કોણ પોતાના કુળનું
વ્રત પાળશે ! ૧૨

**उपरि करवालधाराकाराः क्रूरा भुजंगमपुंगवाः॥
अन्तः साक्षाद्राक्षादीक्षागुरवो जयन्ति केऽपि
जनाः ॥ १३ ॥**

અર્થ-ઉપરથી તો તરવારની ધાર સમાન, ક્રૂર સર્પ સરખા અને અંદરથી તો સાક્ષાત્ દ્રાક્ષા (દ્રાખ) ને દીક્ષા દેવામાં ગુરૂ સરખા પણ કેટલાએક માણસો વરતે છે. ૧૩

स्वच्छन्दं दलदरविन्द ते मरन्दं विन्दन्तो विद धतु गुञ्जितं मिलिन्दाः ॥ आमोदानथ हरिदन्तराणि नेतुं नैवान्यो जगति समीरणात्प्रवीणः ॥१४॥

અર્થ—હે ખીલતા કમળ, તારા મકરંદને જાણનારા ભમરા, મરજીમાં આવે તેમ ગુંજારવ ભલે કરે, પણ તારા સુગંધને ચોમેર દિશામાં પહોંચાડનાર પવન વિના બીજો કોઇ પ્રવીણ નથી. ૧૪

याते मय्यचिरान्निदाघमिहिरज्वालाशतैः शुष्कतां गन्ता कं प्रति पान्थसन्ततिरसौ सन्तापमालाकुला ॥ एवं यस्य निरन्तराधिपटलैर्नित्यं वपुः क्षीयते धन्यं जीवनमस्य मार्गसरसो धिग्वारिधीनां जनुः ॥१५॥

અર્થ—હું જ્યારે ઉનાળાના સૂર્યના સખત કિરણોથી સુકાઈ જઇશ, ત્યારે તરસથી અકળાએલા મુસાફરો કયાં જશે ? એવી રીતે નિરંતર ચિંતાથી જેનું શરીર ક્ષીણ થાય છે, એવા રસ્તા ઉપરના તળાવનું જીવતર ધન્ય છે, અને સમુદ્રના જન્મને ધિક્કાર છે. ૧૫

आपेदिरेऽम्बरपथं परितः पतंगा भृंगा रसालमुकुलानि समाश्रयन्ते ॥ संकोचमञ्चति सरस्त्वयि दीनदीने मीनो नु हन्त कतमां गतिमभ्युपैतु॥१६॥

અર્થ—હે તળાવ, તું જ્યારે સુકાઇ જવા લાગેછે, ત્યારે પક્ષીઓ ચોમેર આકાશમાં ઉડી ગયાં અને ભમરાઓ આંબાના મોરનો આશ્રય લેવા લાગ્યા, પણ ગરીબ બીચારા માછલાંની શીવલે થશે? ૧૬

**मधुप इव मारुतेऽस्मिन् मा सौरभलोभमम्बुजिनि मंस्थाः॥ लोकानामेव मुदे महितोऽप्यात्माऽमुनार्थितां नीतः ॥१७॥**

અર્થ—હે કમળ, ભમરાની માફક આ પવનમાં પણ તું સુગંધનો લોભ ન માન, કારણ કે આ પવન જે તારી પાસે સુગંધ લેવા આવે છે તે તો ફકત લોકોના આનંદને માટેજ પોતાના પૂજ્ય આત્માને પ્રાર્થનાનો પાત્ર કરે છે. ૧૭

**गुञ्जति मञ्जु मिलिन्दे मा मालति मौनमुपयासीः ॥ शिरसा वदान्यगुरवः सादरमेनं वहन्ति सुरतरवः ॥१८॥**

અર્થ—હે માલતિ, મધુર ગુંજાર કરનારા ભમરાને જોઈ તું મૌન ધારણ ન કર. કારણકે ઉદાર દિલના દેવ વૃક્ષો પણ આ ભમરાને માથા ઊપર ચડાવે છે. ૧૮

**यैस्त्वं गुणगणवानपि सतां द्विजिह्वैरसेव्यतां नीतः ॥ तानपि वहसि पटीरज किं कथयामस्त्वदीय मौन्नत्यम् ॥१९॥**

અર્થ—હે ચંદન, તું અનેક ગુણ સંપન્ન છતાં જે સર્પોના સહવાસથી સત્પુરૂષોને ન સેવવા લાયક થઇ પડયો છે તે સર્પોને

તું ધારણ કરે છે ત્યારે હવે તારી મોટાઇની અમે શી પ્રશંસા કરીએ. ૧૯

**गाहितमखिलं गहनं परितो दृष्टाश्च विटपिनः सर्वे ॥ सहकार न प्रपेदे मधुपेन भवत्समं जगति॥ २० ॥**

અર્થ—એ આંબા આ ભમરો આખા વનમાં ફરી વળ્યો, અને સર્વ વૃક્ષોને પુછી ચુકયો પણ તારા સમાન કોઈ મળ્યું નહીં. ૨૦

**अपनीतपरिमलान्तरकथे पदं न्यस्य देवतरुकुसुमे ॥ पुष्पान्तरेऽपि गन्तुं वाञ्छसि चेद्भ्रमर धन्योऽसि ॥२१॥**

અર્થ—હે ભમરા, જેના સુગંધથી બીજા પુષ્પો ઢંકાઈ જાય છે, એવા કલ્પવૃક્ષના ફુલમાં પગલું મુકી બીજા ફુલની અંદર જવાનું તું મન કરે છે તો તેને ધન્ય છે. ૨૧

**तटिनि चिराय विचारय विन्ध्यभुवस्तव पवित्रायाः ॥ शुष्यन्त्या अपि युक्तं किं खलु रथ्योदकादानम् ॥२२॥**

અર્થ—હે નદિ, તું વિચારી જો કે તું વિંધ્ય પર્વતમાં જન્મેલી પવિત્ર છે ત્યારે સુકાઈ જતાં સુધી પણ તને કાંઈ પોળનું પાણી લેવું ઘટારત છે. ૨૩

**पत्रफलपुष्पलक्ष्म्या कदाप्यदृष्टं वृतं च खलु शूकैः ॥ उपसर्पेम भवन्तं बर्बुर वद कस्य लोभेन॥२३॥**

અર્થ—હે બાવળ, ફળ અને ફુલની શોભા તારી કદી જોવામાં

આવી નથી તેમ કાંટાથી ભરપૂર છો ત્યારે તારા કયા ગુણના લોભથી તારી પાસે અમો આવીએ ? એ કહે. ૨૩

**एकस्त्वं गहनेऽस्मिन् कोकिल न कलं कदाचिदपि कुर्याः ॥ साजात्यशंकयाऽमी न त्वां निघ्नन्ति निर्दयाः काकाः ॥२४॥**

અર્થ--હે કોયલ, તારે કદી પણ આ વનમાં સુંદર ટહુકા કરવો નહીં એમ કરવાથી આ નિર્દય કાગડા પોતા સમાન ગણી તને નહીં મારે. ૨૪

**तरुकुलसुषमापहरां जनयन्तीं जगति जीवजातार्तिम् ॥ केन गुणेन भवानीतात हिमानीमिमां वहसि ॥२५॥**

અર્થ—હે હિમાલય, ઝાડના સમૂહની શોભા ટાળનાર અને સમગ્ર જીવને ઉદ્વેગ પમાડનાર આ બરફના ઢગલાને કયો ગુણ જોઈ તું ધારણ કરેછે. ૨૫

**कलभ तवान्तिकमागतमलिमेनं मा कदाप्यवज्ञासीः ॥ अपि दानसुन्दराणां द्विपधुर्याणामयं शिरोधार्यः ॥२६॥**

અર્થ—હે હાથીના બાળક, તારી પાસે આવેલા આ ભમરાને કોઇ દિવસ અપમાન નહીં કરીશ. કારણ કે આ ભમરો મોટા મદોન્મત્ત હાથીઓના મસ્તક ઉપર બેસનારો છે. ૨૬

**अमरतरुकुसुमसौरभसेवनसम्पूर्णसकलकामस्य॥ पुष्पान्तरसेवेयं भ्रमरस्य विडम्बना महती ॥२७॥**

અર્થ—કલ્પવૃક્ષના સુગંધી ફુલ સેવનારા ભમરાને આ બીજા ફુલનું સેવન કરવું એ મોટી વિટંબના છે. ૨૭

**दृष्टाः खलु परपुष्टाःपरितो दृष्टाश्च विटपिनःसर्वे माकन्द न प्रपेदे मधुपेन तवोपमा जगति ॥२८॥**

અર્થ—હે આંબા, કોયલોને પુછ્યું અને સર્વે ઝાડ પણ જોયાં પણ તારા સરખું કોઇ ભમરાની નજરે ન ચડ્યું. ૨૮

**तोयैरल्पैरपि करुणया भीमभानौ निदाघे मालाकार व्यरचि भवता या तरोरस्य पुष्टिः॥ सा किं शक्या जनयितुमिह प्रावृषेण्येन वारां धारासारानपि विकिरता विश्वतो वारिदेन ॥२९॥**

અર્થ—હે માળી, તેં જે ઉનાળાના વખતમાં થોડા પાણીથી આ ઝાડને પુષ્ટિ આપી તે પુષ્ટિ ઘણી ધારા વરસાવનાર આ ચોમાસાના વરસાદથી શું બની શકવાની? ૨૯

**आरामाधिपतिर्विवेकविकलो नूनं रसा नीरसा वात्याभिः परुषीकृता दश दिशश्चण्डातपो दुःसहः ॥ एवं धन्वनि चम्पकस्य सकले संहारहेतावपि त्वं सिञ्चन्नमृतेन तोयद कुतोऽप्याविष्कृतो वेधसा ॥३०॥**

અર્થ—બાગનો રખવાળ માળી વિવેક વિનાનો છે, પૃથ્વી રસ રહિત થઈ ગઇ છે, ચોમેર કઠોર પવન વાય છે અને તડકો પણ સખત પડે છે. એવી રીતે મારવાડમાં આ ચંપક વૃક્ષનાં નાશ-

નાં કારણ સઘળાં એકઠાં થયાં તેવામાં હે મેઘ, દૈવે તને આ ચંપાને પાણી પાનાર ક્યાંથીએ પ્રગટ કર્યો. ૩૦

**न यत्र स्थेमानं दधुरतिभयभ्रान्तनयना गलद्दानोद्रेकभ्रमदलिकदम्बाः करटिनः ॥ लुठन्मुक्ताभारे भवति परलोकं गतवतो हरेरद्य द्वारे शिवशिव शिवानां कलकलः ॥ ३१ ॥**

અર્થ—જેની પછવાડે ભમરાઓ ભમે છે એવા મહોન્મત હાથી ભયથી ભ્રાંત થએલા થઈને જ્યાં સ્થિરતા કરવા પામ્યા નથી અને જ્યાં મોતીના ઢગલા અથડાય છે એવા સિંહના દ્વારમાં તેના પરલોક જવાથી અફસોસ છે કે શીયાળનો ગુંગાટ સંભળાય છે. ૩૧

**दधानः प्रेमाणं तरुषु समभावेन विपुलं न मालाकारोऽसावकृत करुणां बालबकुले ॥ अयंतु द्रागुद्यत्कुसुमनिकराणां परिमलैर्दिगन्तानातेने मधुपकुलझंकारभरितान् ॥ ३२ ॥**

અર્થ—આ માળી સર્વ વૃક્ષો ઉપર સરખી પ્રીતિથી સરખી નજર રાખે છે. નાના બોલસરીના રોપા ઊપર કાંઈ વિશેષ દયા રાખી નથી પણ આ રોપે તો જલદી ખીલનારા પુષ્પના ઢગલાના સુગંધથી દિશાના છેડા પણ ભમરાના કુલના ગુંજારથી ભરપુર કર્યા. ૩૨

**मूलं स्थूलमतीव बन्धनदृढं शाखाः शतं मांसला वासो दुर्गमहीधरे तरुपते कुत्रास्ति भीतिस्तव ॥**

एकः किन्तु मनागयं जनयति स्वान्ते ममाधिज्वरं ज्वालालीवलयोभवन्नकरुणो दावानलो घस्मरः ॥ ३३ ॥

અર્થ—હે મોટા વનસ્પતિ, તારૂં મૂળ જાડું ને મજબૂત છે, સેંકડો પુષ્ટ ડાળીઓ છે અને વિકટ પર્વતમાં તારો નિવાસ છે, ત્યારે તને બીક શાની હોય? પણ ક્રૂર જ્વાળાની માળાવાળો આ અગ્નિ એક મારા મનમાં કાંઈક સંતાપ ઉત્પન્ન કરે છે. ૩૩

ग्रीष्मे भीष्मतरैः करैर्दिनकृता दग्धोऽपि यश्चातकस्त्वां ध्यायन्घन वासरान्कथमपि द्राघीयसो नीतवान् ॥ दैवाल्लोचनगोचरेण भवता तस्मिन्निदानीं यदि स्वीचक्रे करकानिपातनकृपा तत्कं प्रति ब्रूमहे ॥ ३४ ॥

અર્થ—ગ્રીષ્મઋતુમાં સૂર્યના સખત કિરણોથી તપેલા જે ચાતક પક્ષીએ હે મેઘ, તારૂં ધ્યાન કરી લાંબા દહાડા માંડમાંડ કાઢયા છે. તે તું દૈવયોગથી નજરે પડયો, ત્યારે તો તેં હમણાં જો કરાનો વરસાદ વરસાવવાની કૃપા કરવા માંડી તો તે વાત કોની પાસે કહેવા જઈએ. ૩૪

दवदहनजटालज्वालजालाहतानां परिगलितलतानां म्लायतां भुरुहाणाम् ॥ अपि जलधर शैलश्रेणिशृंगेषु तोयं वितरसि बहु कोऽयं श्रीमदस्तावकीनः ॥ ३५ ॥

અર્થ—હે વરસાદ, વનના અગ્નિની મોટી ઝાળોથી જળી ગએલા અને જેની ઉપરથી લતાઓ પડી ગઈ છે એવા કરમાઈ જતા ઝાડને છોડી દઇ મોટા પર્વતના શિખરો ઉપર તું વરસે છે, આતે તારો લક્ષ્મીનો મદ કેવો? ૩૫

शृण्वन् पुरः परुषगर्जितमस्य हन्त रे पान्थ विव्हलमना न मनागपि स्याः ॥ विश्वार्तिवारणसमर्चितजीवितोऽयं नाकर्णितः किमु सखे भवताऽम्बुवाहः ॥ ३६ ॥

અર્થ—હે મુસાફર, કઠોર ગર્જના સાંભળી તું જરા પણ વિવ્હળ નહીં થા; હે મિત્ર, જગતના સંતાપને ટાળવા જેણે પોતાનું જીવિત સોંપ્યું છે એવો મેઘ તેં કાને નથી સાંભળ્યો શું? ૩૬

सौरभ्यं भुवनत्रयेऽपि विदितं शैत्यं नु लोकोत्तरं कीर्तिः किञ्च दिगंगनांगणगता किं त्वेतदेकं शृणु ॥ सर्वानेव गुणानियं निगिरति श्रीखण्ड ते सुन्दरानुज्झन्ती खलु कोटरेषु गरलज्वालां द्विजिव्हावली ॥ ३७ ॥

અર્થ—હે ચંદન, તારી સુગંધ ત્રણ લોકમાં પ્રસિદ્ધ છે, થંડાઈ પણ બેહદ છે અને કીર્ત્તિ પણ ચોમેર ફેલાઈ છે, પણ એક વાત સાંભળ. તારા કોટરોમા ઝેરી સર્પોના રહેવાથી સઘળા તારા સુંદર ગુણો ઢંકાઇ જાય છે. ૩૭

नापेक्षा न च दाक्षिण्यं न प्रीतिर्न च संगतिः ॥ तथापि हरते तापं लोकानामुन्नतो घनः ॥ ३८ ॥

અર્થ–આ ઊંચા વરસાદને આ લોકની કશી દરકાર, પ્રીતિ કે સંગતિ નથી તો પણ લોકોનો તાપ હરે છે. ૩૮

समुत्पत्तिः स्वच्छे सरसि हरिहस्ते निवसतिर्विलासः पद्मायाः सुरहृदयहारी परिमलः ॥ गुणैरेतैरन्यैरपि च ललितस्याम्बुज तव द्विजोत्तंसे हंसे यदि रतीरतविोन्नातिरियम् ॥ ३९ ॥

અર્થ–હે કમળ, તારી ઉત્પત્તિ સ્વચ્છ તળાવમાં છે, હરિના હાથમાં તું વસે છે, લક્ષ્મીનો વિલાસ છો અને દેવતાઓના હૃદયને પણ હરણ કરનાર તારો સુગંધ છે. એવા બીજા પણ ગુણોથી તું સુશોભિત છે પણ દ્વિજો (પક્ષીઓ) માં ઉત્તમ હંસમાં જો તારી પ્રીતિ છે તો તેજ મોટી ઉન્નતિ છે. ૩૯

साकं ग्रावगणैर्लुठन्ति मणयस्तीरेऽर्कबिम्बोपमा नीरे नीरचरैः समं स भगवान्निद्राति नारायणः ॥ एवं वीक्ष्य तवाविवेकमपि च प्रौढिं परामुन्नतेः किं निन्दान्यथवा स्तवानि कथय क्षीणार्णव त्वामहम् ॥ ४० ॥

અર્થ–હે ક્ષીરસાગર તારા તીરમાં આકડાના ફળ સરખા મોટા મણિ પથરાઓ સાથે અથડાય છે અને તારા જળમાં જળચરની સાથે સાક્ષાત્ નારાયણ પોઢયા છે; એવો તારો અવિવેક અને ઉન્નતિની પ્રૌઢિ જોઈને હું તારી નિંદા કરૂં કે સ્તુતિ કરૂં એ કહે. ૪૦

किं खलु रत्नैरेतैः किं पुनरभ्रायितेन वपुषा ते॥ स-

लिलमपि यन्न तावकमर्णव वदनं प्रयाति तृषितानाम् ॥ ४१ ॥

અર્થ–હે સમુદ્ર, આ તારા રત્નોથી શું? અને મોટા વાદળા સરખું શરીર છે તેથી પણ શું? કારણ કે તરસ્યા મનુષ્યોની તૃષાને તારૂં જળ શાંત કરતું નથી. ૪૧

इयत्यां सम्पत्तावपि च सलिलानां त्वमधुना न तृष्णामार्त्तानां हरसि यदि कासार सहसा ॥ निदाघे चण्डांशौ किरति परितोऽगारनिकरं कृशीभूतः केषामहह परिहर्तासि खलु ताम् ॥ ४२ ॥

અર્થ–હે તળાવ, હાલ વખતમાં તારી પાસે આવડી મોટી પાણીની સંપત્તિ છતાં તરસથી અકળાએલાની તરસ તું છીપાવતું નથી, ત્યારે ઉષ્ણકાળમાં સૂર્ય જ્યારે જોસબંધ તપતો હશે ત્યારે દુર્બળ દશામાં આવેલું તું કોની તરસ છીપાવીશ. ૪૨

अयि रोषमुरीकरोषि नो चे त्किमपि त्वां प्रति वारिधे वदामः ॥ जलदेन तवार्थिना विमुक्तान्यपि तोयानि महान् न हा जहासि ॥४३॥

અર્થ–હે દરીઆ જો તને અમારા કહેવાથી ગુસ્સો ન લાગે તો કહીએ કે તું મોટો છતાં અરે તારા માગણ વરસાદે આપેલા પાણીને પણ તું આપી શકતો નથી. ૪૩

न वारयामो भवतीं विशन्तीं वर्षानदि स्रोतसि ज-

म्हुजायाः ॥ न युक्तमेतत्तु पुरो यदस्यास्तरंगभंगा न्प्रकटीकरोषि ॥ ४४ ॥

અર્થ—હે વર્ષાકાળની નદી, તું ગંગાના પ્રવાહમાં મળી જાય છે તે વાતનું અમે નિવારણ કરતા નથી પણ ગંગાજી પાસે મોટા તરંગો ઉછાળે છે એ ઘટારત નથી. ४४

पौलोमीपतिकानने विलसतां गीर्वाणभूमीरुहां येन घ्रातसमुज्झितानि कुसुमान्याजघ्रिरे निर्जरैः ॥ तस्मिन्नद्य मधुव्रते विधिवशान्माध्वीकमाकांक्षति त्वं चेदञ्चासि लोभमम्बुज तदा किं त्वां प्रति ब्रूमहे ॥ ४५ ॥

અર્થ—હે કમળ, જે ભમરાએ નંદન વનમાં દેવતાઈ ઝાડના સુંધીને મુકી દીધેલાં ફુલો દેવતા સુંઘે છે, તે ભમરો આજ દૈવયોગથી તારા મકરંદની ઇચ્છા કરે છે અને તું લોભ બતાવે છે ત્યારે હવે તને શું કહેવું. ४૫

भुक्ता मृणालपटली भवता निपीतान्यम्बूनि यत्र नलिनानि निषेवितानि ॥ रे राजहंस वद तस्य सरोवरस्य कृत्येन केन भवितासि कृतोपकारः ॥ ४६ ॥

અર્થ—હે રાજહંસ, જે સરોવરમાં ઉગેલા કમળોના નાળવા તેં ખાધાં, પાણી પીધું અને કમળોની સેવના કરી તે તળાવના ઉપકારનો બદલો તું કયા કૃત્યથી વાળીશ. ४૬

प्रारम्भे कुसुमाकरस्य परितो यस्योल्लसन्मञ्जरी-

पुञ्जे मञ्जुळगुञ्जितानि रचयंस्तानातनोरुत्सवान् ॥ तस्मिन्नद्य रसालशाखिनि दशां दैवात् कृशामञ्चति त्वं चेन्मुञ्चसि चञ्चरीक विनयं नीचस्त्वदन्योऽस्ति कः ॥ ४७ ॥

અર્થ-હે ભમરા, વસંતઋતુના પ્રારંભમાં સંપૂર્ણ ખીલતા મોહોરના ઢગલામાં સુંદર ગુંજારવ કરતાં ખૂબ મોજ માણ્યો, તે આંબાનું વૃક્ષ દૈવને લીધે દુર્બળ દશામાં આવી ગયું ત્યારે તું વિનય કરવો છોડી દઇશ તો તારાથી બીજો નીચ કોણ? ૪૭

एणीगणेषु गुरुगर्वनिमीलिताक्षः किं कृष्णसार खलु खेलसि काननेस्मिन् ॥ सीमामिमां कलय भिन्नकरीन्द्रकुम्भमुक्तामयीं हरिविहारवसुन्धरायाः ॥ ४८ ॥

અર્થ-હે કાળીયાર જાતિના મૃગ, મોટા ગર્વથી હરીણીઓ સામે તું આંખો મીંચી આ વનમાં શું ખેલે છે? શિકાર કરેલા હાથીઓના કુંભસ્થળનાં મોતી જ્યાં વેરાયાં છે એવી સિંહના વિહાર કરવાની હદમાં તો તું આવ. ૪૮

जठरज्वलनज्वलताप्यपगतशङ्कं समागतापि पुरः ॥ करिणामरिणा हरिणा हरिणाली हन्यतां नु कथम् ॥ ४९ ॥

અર્થ-હાથીઓનો શત્રુ સિંહ પોતે પ્રબળ જઠરાગ્નિથી તપેલો હોય તે છતાં પોતાની આગળ બેધડક આવેલા હરિણોનો શિકાર કરે છે શું? ૪૯

येन भिन्नकरिकुम्भविस्खलन्मौक्तिकावलिभिरञ्चिता मही ॥ अद्य तेन हरिणान्तिके कथं कथ्यतां न हरिणा पराक्रमः ॥ ५० ॥

અર્થ—જે સિંહે હાથીનો શિકાર કરી તેના કુંભસ્થળોના મુક્તાફળોથી જમીન આખી વેરી મુકી છે તે સિંહ આજ હરિણની પાસે શું પરાક્રમ બતાવે? ૫૦

स्थितिं नो रे दध्याः क्षणमपि मदान्धेक्षण सखे गजश्रेणीनाथ त्वमिह जटिलायां वनभुवि ॥ असौ कुम्भिभ्रान्त्या खरनखरविद्रावितमहागुरुग्रावग्रामः स्वपिति गिरिगर्भे हरिपतिः ॥ ५१ ॥

અર્થ—હે મદોન્મત્ત ગજેંદ્ર, તું આ ઘાડા જંગલમાં ક્ષણમાત્ર પણ સ્થિતિ ન કર. કારણ કે હાથીની ભ્રાંતિથી કઠોર નખોએ કરી મોટા પથરાના સમૂહો જેણે ઊછાળેલા છે એવો આ સિંહરાજ પહાડમાં સુતો છે. ૫૧

गिरिगव्हरेषु गुरुगर्वगुम्फितो गजराजपोत न कदापि सञ्चरेः ॥ यदि बुध्यते हरिशिशुः स्तनन्धयो भविता करेणुपरिशेषिता मही ॥ ५२ ॥

અર્થ—હે હાથીના બાળક, ઘણા ગર્વથી પર્વતની ગુફાઓમાં તું કદી ફર નહીં. જો સિંહનો બાળક, આ વાત જાણશે તો આ પૃથ્વીને હાથી રહિત કરશે. ૫૨

निसर्गादारामे तरुकुलसमारोपसुकृती कृती मालाकारो बकुलमपि कुत्रापि निदधे ॥ इदं को जा-

नीते यदयमिह कोणान्तरगतो जगज्जालं कर्ता कु-
सुमभरसौरभ्यभरितम् ॥ ५३ ॥

અર્થ—ઝાડો પોંખવામાં હુશીયાર માળીએ સ્વાભાવિક રીતિએ બાગમાં કયાંય ઓલસરીનું ઝાડ પણ વાવ્યું. પણ આ વાત કોણ જાણે છે કે એક ખુણામાં રહેલું આ ઝાડ આખા જગતને પોતાના પુષ્પોના સુગંધથી ભરપૂર કરશે. ૫૩

यस्मिन् वेल्लति सर्व्वतः परिचलत्कल्लोलकोलाह-
लैर्मन्थाद्रिभ्रमणभ्रमं हृदि हरिद्दंतावलाः पेदि-
रे ॥ सोऽयं तुङ्गतिमिङ्गिलाङ्गकवलीकारक्रियाको-
विदः क्रोडे क्रीडतु कस्य केलिकलहत्यक्तार्णवो
राघवः ॥ ५४ ॥

અર્થ—જેના ચાલવાથી સમુદ્રમાં ચોમેર મોટા મોજા ઉપડવા લાગે છે, અને જેથી દિશાઓના હાથી મંથાચળના ભમવાની ભ્રાંતિ મનમાં કરે છે, એવો મહામત્સ્યને ગળનારો અને પ્રિયાની સાથે કામ કલહ થવાથી જેણે સમુદ્ર છોડી દીધો છે એવો આ રાઘવ જાતિનો મધર હાલ કયાં જઇને રહે? ૫૪

लूनं मत्तमतङ्गजैः कियदपि च्छिन्नं तुषारार्दितैः शि-
ष्टं ग्रीष्मजभानुतीक्ष्णकिरणैर्भस्मीकृतं काननम् ॥
एषा कोणगता मुहुः परिमलैरामोदयन्ती दिशो
हा कष्टं ललिता लवङ्गलतिका दावाग्निना दह्य-
ते ॥ ५५ ॥

અર્થ—આ વન, મદોન્મત્ત હાથીએ કેટલુંએક તોડી નાખ્યું છે, ટાઢથી અકળાએલા માણસોએ કેટલુંએક કાપી નાખ્યું છે અને ગ્રીષ્મઋતુના સૂર્યના તિક્ષ્ણ કિરણોથી કેટલુંએક સુકાઇ ગયું છે; તે ખેર પણ આ ખુણામાં રહેલી પોતાના સુગંધથી દશ દિશાઓને સુગંધી કરતી સુંદર આ લવીંગની વેલને, અફસોસ છે કે દાવાનળ બાળી નાખે છે. ૫૫

**स्वर्लोकस्य शिखामणिः सुरतरुग्रामस्य धामाद्भुतं पौलोमीपुरुहूतयोः परिणतिः पुण्यावलीनामसि ॥ सत्यं नन्दन किन्त्विदं सहृदयैर्नित्यं विधिः प्रार्थ्यते त्वत्तः खाण्डवरङ्गताण्डवनटो दूरेऽस्तु वैश्वानरः ॥ ५६ ॥**

અર્થ—હે નંદન વન, તું સ્વર્ગ લોકનું શિરોમણિ છો, દેવતાઇ ઝાડના સમૂહનું સુંદર સ્થાન છો અને ઇંદ્ર ઈંદ્રાણીના પુણ્યનું ફળ છો. એ સઘળી વાત સાચી, પણ સમજુ માણસો એટલીજ પ્રાર્થના કરે છે કે ખાંડવ વનરૂપી અખાડામાં નાચનારો અગ્નિ તારાથી દૂર રહો. ૫૬

**स्वस्वव्यापृतिमग्नमानसतया मत्तो निवृत्ते जने चञ्चूकोटिविपाटिताररपुटो यास्याम्यहं पञ्जरात् ॥ एवं कीरवरे मनोरथमयं पीयूषमास्वादयत्यन्तः सम्प्रविवेश वारणकराकारः फणिग्रामणीः ॥५७॥**

અર્થ—મારી પાસે બેઠેલાં માણસો જ્યારે પોતપોતાના કામમાં લાગશે ત્યારે મારી ચાંચની અણીથી આ પાંજરાના

પાટીઆને તોડી હું બાહાર ઉડી જઈશ. એવી રીતે પોપટ મનસુબા કરે છે, એટલામાં હાથીની સુંઢ સરખો જાડો સર્પ પાંજરામાં આવ્યો. ૫૭

**रे चाञ्चल्यजुषो मृगाः श्रितनगाः कल्लोलमालाकुलामेतामम्बुधिगामिनीं व्यवसिताः संगाहितुं वा कथम् ॥ अत्रैवोच्छलदम्बुनिर्भरमहावर्त्तैः समावर्तितो यद्ग्रावेव रसातलं पुनरसौ यातो गजग्रामणीः ॥ ५८ ॥**

અર્થ—અરે પર્વતનો આશરો કરી રહેનારો ચંચળ મનના મૃગો, તમે મોજાવાળી આ નદીને તરી જવાનો નિશ્ચય કેમ કરો છો; આ નદીમાંજ ઉછળતા પાણીની મોટી ભમરીઓમાં સપડાએલો મોટો હાથી પથરાની માફક તળે જઇ બેઠો છે. ૫૮

**पिब स्तन्यं पोत त्वमिह मददन्तावलधिया दृगन्तानाधत्से किमिति हरिदन्तेषु परुषान् ॥ त्रयाणां लोकानामपि हृदयतापं परिहरन्नयं धीरं धीरं ध्वनति नवनीलो जलधरः ॥ ५९ ॥**

અર્થ—સિંહણ પોતાના બચ્ચાંને કહે છે કે—હે બાળક તું ધાવણ ધાવ, હાથીની ભ્રાંતિથી દિશાઓમાં કઠોર નજર નહીં કર. આતો ત્રણલોકના હૃદયના સંતાપને હરનારો કાળો મેઘ ધીમે ધીમે ગાજે છે. ૫૯

**धीरध्वनिभिरलं ते नीरद मे मासिको गर्भः ॥ उन्मदवारणबुद्ध्या मध्येजठरं समुच्छलति ॥६०॥**

અર્થ—હે ધીર મેઘ, શબ્દ કરવો છોડી દે મારો ફક્ત એક માસનો ગર્ભ છે તે ઉન્મત્ત હાથીની ભ્રાંતિથી પેટમાં ઉછાળા મારે છે. ૬૦

**वेतण्डगण्डकण्डूतिपाण्डित्यपरिपन्थिना ॥ हरिणा हरिणालीषु कथ्यतां कः पराक्रमः ॥ ६१ ॥**

અર્થ—હાથીના ગંડસ્થળની ખરજ ઉતારનારો સિંહ હરિણની હાર પાસે પોતાનું પરાક્રમ શું કહી બતાવે? ૬૧

**नीरान्निर्म्मलतो जनिर्मधुरता वामा मुखस्पर्धिनी वासो यस्य हरेः करे परिमलो गीर्वाणचेतोहरः ॥ सर्वस्वं तदहो महाकविगिरां कामस्य चाम्भोरुह त्वं चेत्प्रीतिमुरीकरोषि मधुपे तत्त्वां किमाचक्ष्महे ॥ ६२ ॥**

અર્થ—હે કમળ, તારો જન્મ નિર્મળ નીરથી છે, સ્ત્રીના મુખ કરતાં પણ મધુરતા વધારે છે, સ્થિતિ હરિના હાથમાં છે અને સુગંધ દેવતાઓના મનને પણ હરણ કરનાર છે. એ સઘળું મહાકવિની વાણીનું ને કામદેવનું સર્વસ્વ છે. અને તું જો મધુપ (ભમરો અને બીજા પક્ષમાં દારૂ પીનાર) ને વિષે પ્રીતિ રાખે છે તો તને શું કહેવું. ૬૨

**लीलामुकुलितनयनं किं सुखशयनं समातनुषे ॥ परिणामविषमहरिणा करिनायक वर्द्धते वैरम् ॥ ६३**

અર્થ—હે મોટા હાથી, લીલાથી જરા નેત્ર વીંચી સુખ નિંદ્રા તું કેમ કરે છે, પરિણામમાં વિષમ થઈ પડે એવા સિંહથી વેર વધે છે. ૬૩

विदुषां वदनाद्वाचः सहसा यान्ति नो बहिः ॥ याताश्चेन्न पराञ्चन्ति द्विरदानां रदा इव ॥ ६४ ॥

અર્થ—વિદ્વાનોના મુખમાંથી વાણી જલદીથી બાહેર નિકળતી નથી અને જો નિકળે છે તો હાથીના દાંતની પેઠે પાછી અંદર પેસતી નથી. ६४

औदार्यं भुवनत्रयेऽपि विदितं सम्भूतिरम्भोनिधेर्वासो नन्दनकानने परिमलो गीर्वाणचेतोहरः ॥ एवं दातृगुरोर्गुणाः सुरतरोः सर्वेऽपि लोकोत्तराः स्यादर्थिप्रवरार्थितार्पणविधावेको विवेको यदि ॥ ६५ ॥

અર્થ—હે કલ્પવૃક્ષ, તારી ઉદારતા ત્રણ જગતમાં જાણીતી છે, જન્મ સમુદ્રમાંથી છે, વસવું નંદનવનમાં થાય છે, અને સુગંધ દેવતાઓના ચિત્તને હરનારો છે. એ પ્રમાણે સર્વે ગુણો લોકોત્તર છે પણ યોગ્ય માગણના અભિલાષને દેવાનો એક વિવેક જો તારો હોય તો એ સર્વે ગુણો શોભે. ६५

एको विश्वसतां हराम्यपघृणः प्राणानहं प्राणिनामित्येवं परिचिन्त्य मा स्वमनसि व्याधाऽनुतापं कृथाः ॥ भूपानां भवनेषु किञ्च विमलक्षेत्रेषु गूढाशयाः साधूनामरयो वसन्ति कति नो त्वत्तुल्यकक्षाः खलाः ॥ ६६ ॥

અર્થ—હે પારધિ, વિશ્વાસ કરનારા પ્રાણીઓના પ્રાણને હું એકલો હરનાર છું એવું વિચારી તારા મનમાં અનુતાપ ન કર.

રાજાઓના ઘરમાં અને નિર્મળક્ષેત્રમાં મલિન મનના સત્પુરૂષના શત્રુઓ તારા સરખા ખળો ઘણા વસે છે. ૬૬

**विश्वास्य मधुरवचनैः साधून् ये वञ्चयन्ति नम्रतमाः ॥ तानपि दधासि मातः काश्यपि यातस्तवापि च विवेकः ॥ ६७ ॥**

અર્થ—હેપૃથ્વી, મધુર વચનોથી વિશ્વાસ ઉપજાવી જે પુરૂષો સત્પુરૂષોને નમ્રતાથી વિશ્વાસ ઊપજાવે છે, એવા વિશ્વાસઘાતીઓને પણ તું ધારણ કરી રહી છે તો તારો વિવેક પણ ગયો.૬૭

**अन्या जगद्धितमयी मनसः प्रवृत्तिरन्यैव कापि रचना वचनावलीनाम् ॥ लोकोत्तरा च कृतिराकृतिरार्त्तहृद्या विद्यावतां सकलमेव गिरां दवीयः ॥६८**

અર્થ—વિદ્વાનોના મનની જગતનું હિત કરવામાં પ્રવૃત્તિજ આખી ઓર હોય છે, વચનની રચના પણ નોખી રીતની હોય છે, કૃતિ પણ લોક વિલક્ષણ હોય છે અને આકૃતિ દુઃખીના હૃદયને રાજી કરે એવી હોય છે એ સઘળું વાણીથી વર્ણવી શકાય નહીં એવું છે. ૬૮

**आपद्गतः किल महाशयचक्रवर्ती विस्तारयत्यकृतपूर्वमुदारभावम् ॥ कालागुरुर्दहनमध्यगतः समन्ताल्लोकोत्तरं परिमलं प्रकटीकरोति ॥ ६९ ॥**

અર્થ—જેમ અગ્નિના મધ્યમાં પડેલું અગરચંદન ચોમેર ઉમદા સુગંધ ફેલાવે છે તેમ આપત્તિમાં આવેલો ઉદાર દિલનો માણસ ઊદારતાનો વિસ્તાર કરે છે. ૬૯

विश्वाभिरामगुणगौरवगुम्फितानां रोषोऽपि निर्मलधियां रमणीय एव ॥ लोकम्पृणैः परिमलैः परिपूरितस्य काश्मीरजस्य कटुतापि नितान्तरम्या॥७०

અર્થ—જગતમાં સુંદર ગુણવાળા નિર્મળ બુદ્ધિના માણસોનો રોષ પણ સારો છે. જેમ મનોહર સુગંધથી પરિપૂર્ણ કેસરની કડવાશ પણ ઘણી સારી છે. ૭૦

लीलालुण्ठितशारदापुरमहासम्यद्भराणां पुरो विद्यासद्मविनिर्गलत्कणमुषो वल्गन्ति चेत् पामराः ॥ अद्य श्वः फणिनां शकुन्तशिशवो दन्तावलानां वृकाः सिंहानांच सुखेन मूर्द्धसु पदं धास्यन्ति शालावृकाः ॥ ७१ ॥

અર્થ—સરસ્વતિના ઘરમાંથી નિકળેલા કણને ચોરનાર પામર પુરૂષો પણ જો વિદ્વાનોની સામે ટક્કર લે છે તો આજ કાલ સર્પના માથા ઉપર પક્ષીઓ બેસશે, હાથીઓના માથા ઉપર વરૂ અને સિંહના માથા ઉપર સુખેથી કુતરા પાડુ મારશે. ૭૧

गीर्भिर्गुरूणां पुरुषाक्षराभिस्तिरस्कृता यान्ति नरा महत्त्वम् ॥ अलब्धशाणोत्कषणा नृपाणां नजातु मौलौ मणयो वसन्ति ॥ ७२ ॥

અર્થ—ગુરૂની કઠોર વાણીથી તિરસ્કાર પામેલા નર મોટાઇ પામે છે કારણ કે શાણ (હથીયાર સજવાની સરાણ) ઉપર નહીં ચડેલા મણી રાજાઓના મુકુટમાં ઉપયોગ લાગતા નથી.૭૨

वहति विषधरान् पटीरजन्मा शिरसि मषीपट-

लं दधाति दीपाः ॥ विधुरपि भजतेतरां कलंकं पिशुनजनं खलु बिभ्रति क्षितीन्द्राः ॥ ७३ ॥

અર્થ—ચંદન, સર્પોને ધારણ કરે છે, દીવો મસ ધારણ કરે છે, ચંદ્રને કલંક છે અને રાજાઓ પાસે ઠગ માણસો હોય છે. ૭૩

सत्पूरुषः खलु हिताचरणैरमन्दमानन्दयत्यखिललोकमनुक्त एव॥ आराधितः कथय केन करैरुदारैरिन्दुर्विकाशयति कैरविणीकुलानि ॥ ७४॥

અર્થ—સત્પુરૂષ કહ્યા શિવાય લોકોપયોગી કાર્યોથી સર્વ લોકને આનંદ પમાડે છે. કહો કે કોની માગણી ઉપરથી ઉદાર કિરણોએ કરી ચંદ્ર, પોયણીને ખીલાવે છે. ૭૪

कृतमपि महोपकारं पय इव पीत्वा निरातङ्कम् ॥ प्रत्युत हन्तुं यतते काकोदरसोदरः खलो जगति ॥ ७५ ॥

અર્થ—કરેલા ઉપકારને બેધડક દુધની માફક પીને સર્પનો સગો ભાઇ ખળ ઉલટો સામો હણવા તઈયાર થાય છે. ૭૫

पाण्डित्यं परिहृत्य यस्य हि कृते बन्दित्वमालम्बितं दुष्प्राप्यं मनसापि यो गुरुतरैः क्लेशैः पदं प्रापितः ॥ रूढस्तत्र स चेन्निगीर्य सकलां पूर्वोपकारावलीं दुष्टः प्रत्यवतिष्ठते तदधुना कस्मै किमाचक्ष्महे ॥ ७६ ॥

અર્થ—જેને માટે પંડિતાઇ મુકી દઈને ભાટાઈ માંડી, મનથી પણ જે પાયરી પામી શકવાની હામ ન ભીડાય તે પાયરી ઘણાં

કષ્ટો વેઠી અપાવી અને હવે તે પદવીએ સ્થિર થયા પછી આ-ગલનો સર્વ ઉપકાર ભુલી જાય છે તો તે દુષ્ટની વાત કોને ક-હેવી. ૭૬

**परार्थव्यासंगादुपजहदपि स्वार्थपरतामभेदैकत्वं यो वहति गुरु भूतेषु सततम् ॥ स्वभावाद्यस्यान्तः स्फुरति ललितोदात्तमहिमा समर्थो यो नित्यं स जयतितरां कोऽपि पुरुषः ॥ ७७ ॥**

અર્થ—પરાયો ઉપકાર કરવાને નિમિત્તે જે સ્વાર્થને પણ તજી દે છે, પ્રાણી માત્ર ઉપર નિરંતર સારી રીતે અભેદ દૃષ્ટિ રાખે છે અને જેના અંતઃકરણમાં સ્વાભાવિક ઉંચા વિચારો આવ્યા કરે છે એવો સમર્થ પુરૂષ કોઇકજ હોય છે. ૭૭

**वंशभवो गुणवानपि सङ्गविशेषेण पूज्यते पुरुषः॥ नहि तुंबीफलविकलो वीणादण्डः प्रयाति महिमानम् ॥ ७८ ॥**

અર્થ—વંશ (વાંસ) માં થએલો ગુણવાન્ (તારવાળો) પુરૂષ પણ સંગથી પુજાય છે. વીણાનો દાંડો વાંસમાં જન્મેલો છે તાર-વાળો છે પણ તુંબડા વિના તેનો મહીમા વધતો નથી. ૭૮

**अमितगुणोऽपि पदार्थो दोषेणैकेन निन्दितो भवति ॥ निखिलरसायनमहितो गन्धेनोग्रेण लशुन इव ॥ ७९ ॥**

અર્થ-ઘણા ગુણોવાળો પદાર્થ પણ એક દોષથી નિંદિત થાય છે. જેમ લસણ સર્વ રસાયનમાં શ્રેષ્ટ છે પણ એક ઉગ્ર ગંધથી નિંદવા લાયક છે. ૭૯

**उपकारमेव तनुते विपद्गतः सद्गुणो नितराम् ॥ मूर्च्छां गतो मृतो वा निदर्शनं पारदोऽत्र रसः ८०**

અર્થ—પારો મુર્છિત થયો હોય કે મારેલો હોય તો પણ શરીરમાં ગુણકારી થઈ પડે છે તેમ સદ્ગુણી વિપત્તિમાં પડયો હોય તો પણ ઉપકારજ કરે છે. ૮૦

**वनांते खेलंती शशकशिशुमालोक्य चकिता भुजप्रांतं भर्तुर्भजति भयहर्तुः सपदि या ॥ अहो सेयं सीता दशवदननीता हलरदैः परीता रक्षोभिः श्रयति विवशा कामपि दशाम् ॥ ८१ ॥**

અર્થ—વનમાં ક્રીડા કરનારી જે સીતા તે સસલાના બચ્ચાને જોઈને પણ ચકીત થઈ જતી અને ભય હરનારા પતિના પડખામાં ભરાઇ જતી. અહો! તે સીતાને રાવણ હરી ગયો અને હાલ હલ સરખા દાંતવાળા રાક્ષસોના બંદોબસ્તમાં પરાધીન થઇ પડી છે. ૮૧

**पुरो गीर्वाणानां निजभुजबलाहोपुरुषिकामहो कारंकारं पुरभिदि शरं सम्मुखयतः ॥ स्मरस्य स्वर्बालानयनशुभमालार्चनपदं वपुः सद्यो भालानलभसितजालास्पदमभूत् ॥ ८२ ॥**

અર્થ—દેવતાઓની પાસે પોતાની મરદાઇની વાતો કરનાર અને ઈંદ્રની સામે પણ બાણ સાંધનાર કામદેવનું અપ્સરાઓને પણ મોહ પમાડનારૂં શરીર, શંકરના કપાળના નેત્રના અગ્નિથી ખાખ થઈ ગયું. ૮૨

युक्तं सभायां खलु मर्कटानां शाखास्तरूणां मृदुलासनानि ॥ सुभाषितं चीत्कातिरातिथेयी दंतैर्नखाग्रैश्च विपाटितानि ॥ ८३ ॥

અર્થ--વાંનરાઓની સભામાં ઝાડની ડાલીઓ એ કોમળ આસન, સુભાષિતમાં કીકીયારી અને દાંતથી નેં નખથી ફાડવું એ મેમાની ઘટેજ છે. ૮૩

किं तीर्थं हरिपादपद्मभजनं किं रत्नमच्छा मतिः किं शास्त्रं श्रवणेन यस्य गलति द्वैतांधकारोदयः ॥ किं मित्रं सततोपकाररसिकं तत्त्वावबोधः सखे कः शत्रुर्वद खेददानकुशलो दुर्वासनासंचयः ॥ ८४ ॥

અર્થ--તીર્થ શું? હરિના ચરણનું ભજન-રત્ન કયું? સ્વચ્છ બુદ્ધિ શાસ્ત્ર કયું? જેના શ્રવણથી દ્વૈત રૂપી અંધકાર ટળી જાય છે તે મિત્ર કયો? નિરંતર ઉપકાર કરવામાં રસિક તત્વનો બોધ શત્રુ કોણ? ખેદ દેનારો દુર્વાસનાનો સંચય. ૮૪

निष्णातोऽपि च वेदांते साधुत्वं नैति दुर्जनः ॥ चिरं जलनिधौ मग्नो मैनाक इव मार्दवम् ॥८५॥

અર્થ-જેમ સમુદ્રમાં ડુબેલો મૈનાક પર્વત કોમળતાને પામતો નથી. તેમ દુર્જન, વેદાંત શાસ્ત્ર ભણ્યો હોય તો પણ સજ્જન પણું પામતો નથી. ૮૫

नैर्गुण्यमेव साधीयो धिगस्तु गुणगौरवम् ॥ शाखिनोऽन्ये विराजंते खंड्यंते चंदनद्रुमाः ॥ ८६ ॥

અર્થ- બીજાં ઝાડ આબાદ રહે છે અને ચંદનનાં ઝાડ કપાય

છે માટે નિર્ગુણપણુંજ સારૂં છે ગુણની મોટાઇનું શું પ્રયોજન છે. ૮૬

परोपसर्पणानंतचिंतानलशिखाशतैः॥अचुंबितांतःकरणाः साधु जीवंति पादपाः ॥ ८७ ॥

અર્થ--બીજાની પાસે લાચારી કરવા જવાની ચિંતા રૂપી અગ્નિ જેના મનમાં લાગ્યો નથી એવાં ઝાડ સુખેથી જીવે છે. ૮૭

शून्येऽपि चं गुणवत्तामातन्वानः स्वकीयगुणजालैः ॥ विवराणि मुद्रयन्व्रागूर्णायुरिव सुजनो जयति ॥ ८८ ॥

અર્થ--કરોળીયાની માફક શૂન્ય ( ખાલી જગા ) માં ગુણ (જાળ) વિસ્તારતો અને છિદ્ર ઢાંકતો સુજન સર્વોત્કર્ષથી વર્ત્તે છે. ૮૮

खलः सज्जनकार्पासरक्षणैकहुताशनः॥परदुःखाग्निशमने मारुतः केन वर्ण्यताम् ॥ ८९ ॥

અર્થ- સજ્જન રૂપી કપાસનું રક્ષણ કરવામાં અગ્નિ સરખા અને પારકા દુઃખના અગ્નિને શમાવવામાં પવન સરખા ખળનું વર્ણન કોણ કરી શકે ! ૮૯

परगुह्यगुप्तिनिपुणं गुणमयमखिलैः समीहितं नितराम् ॥ ललितांबरमिव सज्जनमाखव इव दूषयंति खलाः ॥ ९० ॥

અર્થ—બીજાની ગુહ્ય ઢાંકવા ચતુર, ગુણ ( તાંતણા ) મય, સર્વેને ચાહવા લાયક સુંદર વસ્ત્ર સરખા સજ્જનને ખળ પુરૂષો ઉંદરની માફક દૂષિત કરે છે. ૯૦

कारुण्यकुसुमाकाशः शान्तिशैत्यहुताशनः ॥
यशः सौरभ्यलशुनः खलः सज्जनदुःखदः ॥ ९१ ॥

અર્થ—દયાને માટે આકાશ પુષ્પ સરખો, શાંતિ રૂપી શીતતાનો અગ્નિરૂપ અને યશ રૂપી સુગંધને વિષે લસણ સરખો ખળ પુરૂષ સજ્જનને દુઃખ દેનારો છે. ૯૧

धत्ते भरं कुसुमपत्रफलावलीनां मर्मव्यथां स्पृशति शीतभवां रुजं च ॥ यो देहमर्पयति चान्यसुखस्य हेतोस्तस्मै वदान्यगुरवे तरवे नमोऽस्तु ॥९२॥

અર્થ—જે (વૃક્ષ) પુષ્પ, પત્ર અને ફળોનો ભાર ધારણ કરે છે, ટાઢની પીડા સહે છે, અને બીજાના સુખને માટે દેહને પણ અર્પણ કરે છે, તે ઉદાર દિલના ઝાડને નમસ્કાર હો. ૯૨

हालाहलं खलु पिपासति कौतुकेन कालानलं परिचुचुम्बिषति प्रकामम् ॥ व्यालाधिपं च यतते परिरब्धुमद्धा यो दुर्जनं वशयितुं कुरुते मनीषाम् ॥ ९३ ॥

અર્થ—જે માણસ દુર્જનને વશ કરવાને ચાહે છે તે ઝેર પીવાની ઇચ્છા કરે છે, કૌતુકથી કાળાગ્નિનું પાન કરવાને ઇચ્છે છે, અને સર્પરાજની સાથે બાથ ભીડવાનો યત્ન કરે છે. ૯૩

दीनानामिह परिहाय शुष्कसस्यान्यौदार्यं प्रकटयतो महीधरेषु ॥ औन्नत्यं परममवाप्य दुर्मदस्य ज्ञातोऽयं जलधर तावकोऽविवेकः ॥ ९४ ॥

અર્થ—હે મદવાળા વરસાદ, તું મોટી ઉન્નતિ પામી ગરીબ લોકોના સુકેલા ઘાસને તજી પર્વતોપર ઉદારતા પ્રગટ કરે છે એ તારો વિવેક જાણ્યો. ૯૪

**गिरयो गुरवस्तेभ्योऽप्युर्वी गुर्वी ततोऽपि जगदण्डम् ॥ तस्मादप्यतिगुरवः प्रलयेऽप्यचला महात्मानः ॥ ९५ ॥**

અર્થ—પર્વતો મોટા છે તેથી પૃથ્વી મોટી છે તેથી આ બ્રહ્માંડ મોટું છે તેથી પણ મહાત્મા પુરૂષો અતિ મોટા છે કારણ કે પ્રલયકાળમાં પણ ચલાયમાન થતા નથી. ૯૫

**व्योम्नि स वासं कुरुते चित्रं निर्माति सुन्दरं पवने ॥ रचयति रेखाः सलिले चरति खले यस्तु सत्कारम् ॥ ९६ ॥**

અર્થ—જે માણસ ખળનો સત્કાર કરે છે, તે આકાશમાં નિવાસ કરે છે, પવનમાં સુંદર ચિત્ર આળખે છે અને પાણીમાં રેખા રચે છે. ૯૬

**हारं वक्षसि केनापि दत्तमज्ञेन मर्कटः॥ लेढि जिघ्रति संक्षिप्य करोत्युन्नतमाननम् ॥ ९७ ॥**

અર્થ—કોઈ અજ્ઞાની વાંદરાની ડોકમાં હાર નાખે છે તો તે હારને વાંદરો ચાટે છે, સુંઘે છે અને અંતે ઉંચું મોઢું કરે છે. ૯૭

**मलिनेऽपि रागपूर्णां विकसितवदनामनल्पजल्पेऽपि ॥ त्वयि चपलेऽपि च सरसां भ्रमर कथं वा सरोजिनीं त्यजसि ॥ ९८ ॥**

અર્થ—હે ભમરા, આ કમલિની તારી મલિનતા છતાં તારે વિષે સ્નેહવાળી છે, તું ઘણું બબડે છે છતાં પ્રસન્ન મુખવાળી છે, અને તારી ચપળતા છતાં રસવાળી છે તેને તું કેમ તજી દે છે. ૯૮

**स्वार्थे धनानि धनिकात्प्रतिगृण्हतो यदास्यं भजेन्मलिनतां किमिदं विचित्रम् ॥ गृण्हन्परार्थमपि वारिनिधेः पयोपि मेघोयमेति सकलोऽपि च कालिमानम् ॥ ९९ ॥**

અર્થ—પરાયા ઉપકારને માટે સમુદ્રમાંથી પાણી લેનારો આ મેઘ આખો કાળો દેખાય છે, ત્યારે સ્વાર્થને માટે ધન સંચય કરનારાનું મોઢું મલિન થાય તેમાં શું આશ્ચર્ય ! ૯૯

**जनकः सानुविशेषो जातिः काष्ठ भुजङ्गमैः सङ्गः॥ स्वगुणैरेव पटीरजयातोऽसितथापि महिमानम् १००**

અર્થ—હે ચંદનના વૃક્ષ, તારી જન્મભૂમિ પર્વત છે, જાતિ લાકડાની છે અને સર્પોનો સંગ છે તથાપિ તારા ઊમદા ગુણોથીજ તેં મોટાઈ મેળવી છે. ૧૦૦

**कस्मै हन्त फलाय सज्जमगुणग्रामार्ज्जने सज्जसि स्वात्मोपस्करणाय चेन्मम वचःपथ्यं समाकर्णय ॥ ये भावा हृदयं हरन्ति नितरां शोभाभरैः सम्भृतास्तैरेवास्य कलेः कलेवरपुषो दैनन्दिनं. वर्द्धनम् ॥ १०१ ॥**

અર્થ—હે સજ્જન, ગુણો મેળવવાને તું શાને માટે તઇયાર થાય છે "મારી શોભાને માટે" એમ જો તું કહીશ, તો મારૂં

સાચું વચન સાંભળ. ઘણી શોભાવાળા જે પદાર્થો હૃદયને ખેંચે છે, તે પદાર્થોથીજ પોષણ પામનારા આ કળિયુગની દિવસો દિવસ વૃદ્ધિ થાય છે. ૧૦૧

**धूमायिता दश दिशो दलितारविन्दा देहं दहन्ति दहना इव गन्धवाहाः ॥ त्वामन्तरेण मृदुताम्रदलाम्रमञ्जुगुञ्जन्मधव्रत मधौ किलकोकिलस्य॥१०२॥**

અર્થ—જે ઋતુમાં આંબાના કોમળ રાતા પાદડાંઓમાં ભમરાઓ ગુંજાર કરે છે એવા હે વસંતઋતુ, તારા વિના કોયલને ખીલેલા કમળવાળી દશે દિશા ઝાંખી છે અને અગ્નિની માફક પવનો બાળે છે. ૧૦૨

**भिन्ना महागिरिशिलाः करजाग्रजाग्रदुद्दामशौर्य्यनिकरैः करटिभ्रमेण॥दैवे पराचि करिणामरिणा तथापि कुत्रापिनापिखलु हा पिशितस्य लेशः॥१०३॥**

અર્થ—ઘણી શૂરવીરતાથી તીખા નખોની અણીઓએ કરી મોટા પર્વતની શીલાઓ હાથીની ભ્રાંતિથી તોડી પાડી, તોપણ પ્રારબ્ધને લીધે હાથીના શત્રુ સિંહને ક્યાંય પણ માસનો કટકો મળ્યો નહીં ૧૦૩

**गर्जितमाकर्ण्य मनागङ्के मातुर्निशार्द्धजातोऽपि ॥ हरिशिशुरुत्पतितुं द्रागङ्गान्याकुच्य लीयते निभृतम् ॥ १०४ ॥**

અર્થ—જેને જન્મ્યે પુરી અર્ધ રાત્રિ પણ થઇ નથી એવો કેસરીનો બાળક, જરા ગર્જના સાંભળી ફાળ મારવાને પોતાના અંગો

સમેટી માના પડખામાં ગુપચુપ ઉભો છે. ૧૦૪

**किमहं वदामि खल दिव्यतमं गुणपक्षपातमभि-तो भवतः ॥ गुणशालिनो निखिलसाधुजनान् यदहर्निशं न खलु विस्मरसि ॥ १०५॥**

અર્થ—હે ખળ, આ તારા વિલક્ષણ ગુણ પક્ષપાતનું હું શું વર્ણન કરૂં. કારણ કે ગુણવાળા સર્વ સજ્જન પુરૂષોને તું કદી પણ વિસરતો નથી. ૧૦૫

**रे खल तव खलु चरितं विदुषां मध्ये विविच्य वक्ष्यामि ॥ अथवालं पापात्मन् कृतया कथयापि ते हतया ॥ १०६ ॥**

અર્થ—હે ખળ તારૂ ચરિત્ર પંડિતોના સમાજમાં વિવેચન કરી કહી બતાવીશ, અથવા હે પાપી તારી નઠારી વાતનું પણ અમારે કશું પ્રયોજન નથી. ૧૦૬

**आनंदमृगदावाग्निः शीलशाखिमदद्विपः ॥ ज्ञानदीपमहावायुरयं खलसमागमः ॥ १०७ ॥**

અર્થ—ખળનો સમાગમ, આનંદરૂપી મૃગોને દાવાનળ સરખો છે, શીળતારૂપ વૃક્ષોને ઉન્મત્ત હાથી સરખો છે અને જ્ઞાનરૂપી દીવાને મહાવાયુ સરખો છે. ૧૦૭

**खलास्तु कुशलाः साधुहितप्रत्यूहकर्मणि॥ निपुणाः फणिनः प्राणानपहर्तुं निरागसाम् ॥१०८॥**

અર્થ—જેમ સર્પ નિરપરાધીના પ્રાણ હરવામાં નિપુણ છે તેમ ખળ પુરૂષો સત્પુરૂષોના હિતમાં વિઘ્ન કરવામાં કુશળ છે. ૧૦૮

वदने विनिवेशिता भुजंगी पिशुनानां रसनामिषे-
ण धात्रा ॥ अनया कथमन्यथावलीढा नहि जीवं-
ति जना मनागमंत्राः ॥ १०९ ॥

અર્થ—બ્રહ્માએ ચાડીઆઓના મોઢામાં જીભના મિષથી સાપણ રાખી છે, નહીંતર મંત્ર (વિચાર) રહિત પુરૂષો, આના સ્પર્શથી કેમ ન જીવે. ૧૦૯

कृतं महोन्नतं कृत्यमर्जितं चामलं यशः॥ यावज्जी-
वं सखे तुभ्यं दास्यामो विपुलाशिषः ॥ ११० ॥

અર્થ—હે મિત્ર તેં મોટું કામ કર્યું અને નિર્મળ યશ મેળવ્યો માટે જીવતાં સુધી તને હજારો આશિર્વાદ દેશું. ૧૧૦

अविरतं परकार्यकृतां सतां मधुरिमातिशयेन व-
चोऽमृतम् ॥ अपि च मानसमंबुनिधिर्यशोविमल-
शारदपार्वणचंद्रिका ॥ १११ ॥

અર્થ—નિરંતર પરોપકાર કરવાવાળા સત્પુરૂષોના વચનોમાં ઘણી મીઠાશ હોવાથી તેની વાણી અમૃત સરખી હોય છે, મન દરીઆ જેવું હોય છે; અને યશ નિર્મળ શરદ્ઋતુની પુનમના ચંદ્રની કાંતિ સરખો હોય છે. ૧૧૧

निर्गुणः शोभते नैव विपुलाडंबरोऽपि ना॥ आपा-
तरम्यपुष्पश्रीशोभिता शाल्मलिर्यथा ॥ ११२ ॥

અર્થ—ઉપરથી જેના પુષ્પોની શોભા દેખાય છે એવા શિમળાના ઝાડની પેઠે મોટા આડંબરવાળો પણ પુરૂષ શોભતો નથી. ૧૧૨

पंकैर्विना सरो भाति सदः खलजनैर्विना॥ क-
टुवर्णैर्विना काव्यं मानसं विषयैर्विना॥ ११३ ॥

અર્થ–તળાવ કાદવ વિનાનું શોભે છે, સભા ખળ પુરૂષો વિના શોભે છે, કાવ્ય કઠોર વાણી વગરનું શોભે છે અને મન વિષય વિનાનું શોભે છે. ૧૧૩

तत्वं किमपि काव्यानां जानाति विरलो भुवि॥
मार्मिकः को मरंदानामंतरेण मधुव्रतम् ॥११४॥

અર્થ–કમળના મકરંદને જાણવામાં ભમરા શિવાય બીજો કોઈ નિપુણ નથી તેમ કાવ્યનું તત્વ જાણનારો આ પૃથ્વીમાં કોઇકજ પુરૂષ હોય છે. ૧૧૪

सरजस्कां पांडुवर्णां कंटकप्रकरान्वितताम् ॥ केतकीं
सेवसे हंत कथं रोलंब निस्त्रप ॥ ११५ ॥

અર્થ–હે લાજ વિનના ભમરા, રજ (ઋતુ)વાળી ફિકા રંગવાળી, અને કાંટા સમૂહે કરી યુક્ત કેતકીને કેમ સેવે છે. ૧૧૫

यथा तानं विना रागो यथा मानं विना नृपः॥
यथा दानं विना हस्ती तथा ज्ञानं विना यतिः१६

અર્થ–જેમ તાન વિનાનો રાગ, માન વિનાનો રાજા, અને મદ વગરનો હાથી તેમ જ્ઞાન વિનાનો સંન્યાસી જાણવો. ૧૧૬

संतः स्वतः प्रकाशंते गुणा न परतो नृणाम् ॥
आमोदो नहि कस्तूर्याः शपथेन विभाव्यते ॥१७

અર્થ–જો પોતામાં ગુણો હોય તો તે સ્વતઃ પ્રકાશે છે તેમાં

બીજાની જરૂર પડતી નથી. કસ્તૂરીનો સુગંધ સોગન દઇ કાંઇ પ્રસિદ્ધ કરાતો નથી. ૧૧૭

**अपि बत गुरुगर्वं मास्म कस्तूरि यासीरखिलपरिमलानां मौलिना सौरभेण ॥ गिरिगहनगुहायां लीनमत्यंतदीनं स्वजनकममुनैव प्राणहीनं करोषि ॥ ११८ ॥**

અર્થ—હે કસ્તુરી, સર્વ સુગંધમાં શિરોમણિ સરખા તારા સુગંધથી તું ઘણો ગર્વ ન કર. કારણ કે આથી તું પર્વતની ગહન ગુફામાં છુપાઇ ગએલા અત્યંત ગરીબ કસ્તુરીઆ મૃગને પ્રાણ વગરનો કરે છે. ૧૧૮

**दूरीकरोति कुमतिं विमलीकरोति चेतश्चिरन्तनमघं चुलुकीकरोति ॥ भूतेषु किंच करुणां बहुलीकरोति संगः सतां किमु न मंगलमातनोति ॥ ११९**

અર્થ—સત્પુરૂષોનો સંગ કુમતિને દૂર કરે છે, ચિત્તને નિર્મળ કરે છે, ઘણા દહાડાના પાપનો નાશ કરે છે, અને પ્રાણીઓ ઉપર દયા ઉપજાવે છે. ટુંકામાં સત્સંગથી સર્વ પ્રકારનું મંગળ થાય છે. ૧૧૯

**अनवरतपरोपकारव्यग्रीभवदमलचेतसां महताम्॥ आपातकाटवानि स्फुरंति वचनानिभेषजानिव १२०**

અર્થ—નિરંતર પરોપકાર કરવામાં તત્પર નિર્મળ ચિત્તનું

વાળા મહાત્માઓનાં વચનો ઔષધની માફક ઉપરથી કડવ પણ પરિણામમાં ઘણાં હિતકાર થઈ પડે છે. ૧૨૦

व्यागुंजन्मधुकरपुंजमंजुगीतान्याकर्ण्य श्रुतिमद्-जाड्ययातिरेकात् ॥ आभूमीतलनतकंधराणि मन्ये-ऽरण्येऽस्मिन्नवनिरुहां कुटुंबकानि ॥ १२१ ॥

અર્થ—આ જંગલમાં ગુંજાર કરતા ભમરાનાં ટોળાનાં સુંદર ગીત સાંભળી તેના રાગની એક ધ્વનિ લાગવાથી ઝાડના સમૂહને જમીન પર્યંત નમેલ શાખાવાળાં માનું છું. ૧૨૧

मृतस्य लिप्सा कृपणस्य दित्सा विमार्गगायाश्च रुचिः स्वकांते ॥ सर्पस्य शांतिः कुटिलस्य मैत्री विधातृसृष्टौ न हि दृष्टपूर्वा ॥ १२२ ॥

અર્થ—મુડદાની ઇચ્છા, કૃપાણની દાન દેવામાં મરજી વ્યભિચારણી સ્રીની પોતાના પતિ ઉપર રૂચિ, સર્પની શાંતિ અને કુટીલની મૈત્રી એ વિધાતાની સૃષ્ટિમાં કોઇ દિવસ જોઈ નથી. ૧૨૨

उत्तमानामपि स्त्रीणां विश्वासो नैव विद्यते ॥ रा-जप्रियाः कैरविण्यो रमंते मधुपैः सह ॥ १२३ ॥

અર્થ—રાજા (ચંદ્ર) જેને પ્રિય છે એવી પોયણીઓ મધુપ (દારૂ પીનાર બીજા પક્ષમાં ભમરા)ની સાથે રમે છે માટે ઉત્તમ સ્રીઓનો પણ કદી વિશ્વાસ કરવો નહીં. ૧૨૩

अयाचितः सुखं दत्ते याचितश्च न यच्छति॥सर्व-स्वं चापि हरते विधिरुच्छृंखलो नृणाम् ॥ १२४॥

અર્થ—મર્યાદા વિનાનો વિધિ માગ્યા વિના સુખ આપે છે અને માગવાથી આપતો નથી વળી કોઇ વખત સર્વસ્વ હરી લે છે. ૧૨૪

**दोर्द्दण्डद्वयकुण्डलीकृतलसत्कोदण्डचण्डाशुगध्वस्तोद्दण्डविपक्षमंडलमथ त्वां वीक्ष्य मध्येरणम् ॥ वल्गद्गाण्डिवमुक्तकाण्डवलयज्वालावलीताण्डवभ्रश्यत्खाण्डवरुष्टपाण्डव महो को न क्षितीशः स्मरेत् ॥ १२५ ॥**

અર્થ—બે હાથથી કુંડળાકાર નમાવેલાં સુંદર ધનુષના ભયંકર બાણોથી જેણે સંગ્રામની અંદર શત્રુમંડળનો નાશ કર્યો છે એવા તમને જોઇને હાથમાં ગાંડીવ ધનુષ રાખેલા અને ખાંડવ વનને બાળવા પૂર્ણ ક્રોધ પામેલા અર્જુનને કોણ રાજા યાદ ન કરે. ૧૨૫

**खण्डितानेत्रकञ्जालिमंजुरञ्जनपण्डिताः॥मण्डिताखिलदिक्प्रांताश्चण्डांशोः पांतु भानवः ॥ १२६ ॥**

અર્થ—ખંડિતા નાયકાના નેત્ર કમળની પંક્તિને રાજી કરવામાં પંડિત અને સર્વ દિશાઓને શોભાવનારા સૂર્યના કિરણો તમારૂં રક્ષણ કરો. ૧૨૬

**इति श्रीमत्पण्डितराजजगन्नाथकविविरचिते भामिनीविलासेप्रस्ताविकोनाम प्रथमोविलासः १**

એ પ્રમાણે પંડિતરાજ જગન્નાથ કવિના રચેલા ભામિની વિલાસના પ્રસ્તાવિક શ્લોકોનો પેહેલો વિલાસ ભાષાન્તર સહિત પૂર્ણ થયો.

# अथ द्वितीयो विलासः



## श्रृंगार विलास.

**न मनागपि राहुरोधशंका न कलंकानुगमो न पांडुभावः ॥ उपचीयत एव कापि शोभा परितो भामिनि ते मुखस्य नित्यम् ॥ १ ॥**

અર્થ—હે સ્ત્રી, તારા મુખરૂપી ચંદ્રને જરા પણ રાહુ નડશે એવી શંકા નથી, કલંકનો સંબંધ નથી, ફિકાપણું નથી અને ઉલટી શોભા અધિક થયા કરે છે: ૧

**नितरां परुषा सरोजमाला न मृणालानि विचारपेशलानि ॥ यदि कोमलता तवांगकानामथ का नाम कथापि पल्लवानाम् ॥ २ ॥**

અર્થ—હે સ્ત્રી, તારા અંગોની કોમળતા આગળ કમળ કઠોર છે, કમળનાળ પણ શોભા રહિત છે, ત્યારે કુંપળીઓની વાત તો શુંજ કરવી. ૨

**स्वेदांबुसांद्रकणशालिकपालपोलीदोलायितश्रवणकुण्डलवंदनीया ॥ आनंदमंकुरयति स्मरणेन कापि रम्या दशा मनसि मे मदिरेक्षणायाः ॥ ३ ॥**

અર્થ—પરસેવાના ઘાટા બિંદુઓથી જેનો લમણો શોભે છે, અને જેના કાનમાં કુંડળો હલે છે, એવી સ્વચ્છ નેત્રવાળી સ્ત્રીની દશા સ્મરણ કરવાથી આનંદનો અંકૂર પેદા થાય છે. ૩

कस्तूरिकातिलकमालि विधाय सायं स्मेरानना सपदि शीलय सौधमौलिम् ॥ प्रौढिं भजंतु कुमुदानि मुदामुदारामुल्लासयंतु परितो हरितो मुखानि ॥४॥

અર્થ—હે સ્રી, તું કસ્તુરીનું તિલક કરી જરા હસતે ચેહેરે સાંજને વખતે જરા મેહેલની અગાસીને શોભાવ, પછી ભલે ચો-મેર દિશાઓમાં કમળો પોતાનો ઉદાર દેખાવ દીએ. ૪

तन्मंजु मंदहसितं श्वसितानि तानि सा वै कलंक-विधुरा मधुराननश्रीः ॥ अद्यापि मे हृदयमुन्मदयं-ति हंत सायंतनाम्बुजसहोदरलोचनायाः ॥ ५ ॥

અર્થ—સાયંકાળના ખીલેલા કમળ સરખા નેત્રવાળી સ્રીનું તે, સુંદર હસવું, શ્વાસ લેવા, અને કલંક વિનાની મધુર મુખની શોભા આજ દિવસ સુધી પણ મારા હૃદયને મોહ પમાડે છે. ૫

प्रातस्तरां प्रणमने विहिते गुरूणामाकर्ण्या वाचम-मलां भव पुत्रिणीति ॥ नेदीयसि प्रियतमे परम-प्रमोदपूर्णादरं दयितया दधिरे दृगन्ताः ॥ ६ ॥

અર્થ—સવારમાં સાસુ સસરાને પગે પડતી વખતે પુત્રવાળી થા, એવી નિર્મળ વાણી સાંભળી સ્રીએ નજીક ઉભેલા પતિપર ઘણા આનંદભેર કટાક્ષો નાખ્યા. ૬

गुरुजनभयमद्विलोकनान्तःसमुदयदाकुलभावमुद्व-हन्त्याः ॥ दरदलदरविन्दसुंदरे हा हरिणदृशो नयने न विस्मरामि ॥७॥

અર્થ—સાસુ સસરા સામું ભય સહિત જોવાથી આકુળતાને પામતા સ્રીના જરા ઉઘડતા કમળની પેઠે સુંદર નેત્રોને વિસારતો નથી. ૭

बदरामलकाम्रदाडिमानामपहृत्य श्रियमुन्नतौ क्रमेण ॥ अधुना हरणे कुचौ यतेते दयिते ते करिशावकुम्भलक्ष्म्याः ॥ ८ ॥

અર્થ—હે પ્યારી, તારા ઉંચા સ્તન, બોર, આંબળાં, કેરી અને દાડમની શોભાને હરી, હાલ હાથીના બાળકના કુંભસ્થળની શોભા હરવાનો યત્ન કરે છે. ૮

कपोलपालीं तव तन्वि मन्ये लावण्यधन्ये दिशमुत्तराख्याम् ॥ आभाति यस्यां ललितालकायां मनोहरा वैश्रवणस्य लक्ष्मीः ॥ ९ ॥

અર્થ—હે સુંદર સ્રી તારા કપોળને ઉત્તર દિશા સરખા માનું છું કારણ કે તારા કપોળોપર સુંદર અલક (કેશ) રહ્યા છે, અને ઉત્તર દિશામાં અલકા (નગરી) છે. તારા કપોળોપર શ્રવણ (કાન)ની શોભા રહી છે અને ઉત્તરમાં વૈશ્રવણ (કુબેર)ની લક્ષ્મી રહી છે. ૯

नीवीं नियम्य शिथिलामुषसि प्रकाशमालोक्य वारिजदृशः शयनं जिहासोः ॥ नैवावरोहति कदापि च मानसान्मे नाभेः प्रभा सरसिजोदरसोदरायाः ॥ १० ॥

અર્થ—સવારના પ્રકાશને જોઈ, શિથિલ પડી ગએલી નાડી

બાંધી શય્યાનો ત્યાગ કરવા ઇચ્છતી કમળ સરખા કોમળ અંગવાળી સ્ત્રીની નાભિની શોભા કોઈ દીવસ મારા મનમાંથી દૂર ખસતી નથી. ૧૦

मुधैव नक्तं परिकल्प्य गन्तुं मृषैव रोषादुपजल्पतो मे ॥ उदश्रुचंचन्नयना नताङ्गी गिरं न कां कामुररीचकार ॥ ११ ॥

અર્થ—રાત વખતે બાહેર જવાનું ખોટું બહાનું કાઢી ક્રોધ કરી જ્યારે હું બોલ્યો ત્યારે જેના ચપળ નેત્રોમાં આંસુ આવી ગયાં છે એવી નમ્ર અંગવાળી સ્ત્રીએ શું શું વચનો ન કહ્યાં. ૧૧

तदवधि कुशली पुराणशास्त्रस्मृतिशतचारुविचारजो विवेकः ॥ यदवधि न पदं दधाति चित्ते हरिणकिशोरदृशो दृशोर्विलासः ॥ १२ ॥

અર્થ—જ્યાંસુધી મૃગના બાળક સરખા નેત્રવાળી સ્ત્રીની દૃષ્ટિનો વિલાસ ચિત્તમાં નથી ચોટયો, ત્યાંસુધી સેંકડો પુરાણ, શાસ્ત્ર અને સ્મૃતિના સુંદર વિચારથી ઉત્પન્ન થએલો વિવેક ટકી શકે છે. ૧૨

आगतः पतिरितीरितं जनैः भृण्वती चकितमेत्य देहलीम् ॥ कौमुदीव शिशिरीकरिष्यते लोचने मम कदा मृगेक्षणा ॥ १३ ॥

અર્થ—તારો પતિ આવે છે, એવું માણસો પાસેથી સાંભળી ઉતાવળી ઉંબરા ઉપર આવેલી મૃગનયની, ચાંદીનીની પેઠે મારાં નેત્ર ક્યાં ઠંડાં કરશે. ૧૩

अवधौ दिवसावसानकाले भवनद्वारि विलोचने दधाना ॥ अवलोक्य समागतं तदा मामथ रामा विकसन्मुखी बभूव ॥ १४ ॥

અર્થ–દિવસ આથમતી વખતે જ્યારે મારા આવવાનો અવધિ પુરો થઇ રહ્યો ત્યારે મારી સ્ત્રી ઘરના બારણા આગળ જોવા લાગી તેવામાં મને આવેલો જોઈ તેનો ચેહેરો પ્રસન્ન થયો. ૧૪

वक्षोजाग्रं पाणिनामृष्य दूरं यातस्य द्रागाननाब्जं प्रियस्य ॥ शोणाग्राभ्यां भामिनीलोचनाभ्यां जोषं जोषं जोषमेवावतस्थे ॥ १५ ॥

અર્થ–સ્તન સ્પર્શ કરી દૂર ગએલા પતિનું મુખકમળ લાલચોળ આંખથી જોતી જોતીજ સ્ત્રી ઊભી રહી. ૧૫

गुरुभिः परिवेष्टितापि गण्डस्थलकण्डूयनचौरुकतवेन ॥ दरदर्शितहेमबाहुनाला मयि बाला नयनांचलं चकार ॥ १६ ॥

અર્થ–વડીલોમાં મધ્યમાં વીટાએલી છતાં પણ બાળા (સ્ત્રી) એ ગંડસ્થળ (લમણો)ને ખંજોળવાના મિષથી જરા હાથનો લટકો દેખાડી મારા ઉપર કટાક્ષો નાખ્યા. ૧૬

गुरुमध्यगता मया नताङ्गी निहता नीरजकारकेणे मन्दम् ॥ दरकुण्डलताण्डवं नतभ्रूलतिकं माममवलोक्य घूर्णितासीत् ॥ १७ ॥

અર્થ–વડીલોના મધ્યમાં રહેલી નમ્ર સ્ત્રીપર મેં કમળની કળી

નાખી, ત્યારે જરા કુંડળના હલવા સહિત વાંકી ભ્રકુટી કરી મારા સામું જોઇ ગુસ્સે થઈ. ૧૭

विनये नयनारुणप्रसारः प्रणतौ हन्त निरन्तराश्रुधाराः ॥ अपि जीवितसंशयः प्रयाणे नहि जाने हरिणाक्षि केन तुष्ये ॥ १८ ॥

અર્થ—પરદેશ જતો વખતે પુરૂષ સ્ત્રીને કહે છે કે તું વિનય કરવાથી લાલ આંખ કરે છે, નમવાથી નિરંતર આંસુની ધાર ચલાવે છે અને જવાનું નામ લેવાથી તારા જીવવાનો પણ સંશય આવી પડેછે ત્યારે હે હરિણી સરખા નેત્રવાળી, હું નથી જાણતો કે મારે કેમ કરી રાજી રહેવું. ૧૮

अकरुण मृषा वाचं ब्रूषे विमुंच ममांचलं तव परिचितः स्नेहः सम्यङ्मयेत्यभिधायिनीम् ॥ अविरलगलद्बाष्पां तन्वीं निरस्तविभूषणां क इव भवतीं भद्रे निद्रे विना विनिवेदयेत् ॥ १९ ॥

અર્થ—હે દયા વિનાના તું ખોટું બોલે છે, મારો છેડો છોડી દે, તારો સ્નેહ સારી પેઠે જાણ્યો, એમ કહી આંસુ ખેરતી અને અલંકાર વિનાની કામિનીને હે ભલી નિંદ્રા તું વિના બીજું કોણ બતાવે? ૧૯

तीरे तरुण्या वदनं सहासं नीरे सरोजंच मिलद्विकाशम् ॥ आलोक्य धावत्युभयत्र मुग्धामरन्दलुब्धालिकिशोरमाला ॥ २० ॥

અર્થ—તરૂણીનું કાંઠીપર હસતું મુખ અને પાણીમાં ઊગતું જતું કમળ એ બન્નેને જોઇ મકરંદમાં લોભાએલી ભમરાની હાર બન્ને તરફ દોડે છે. ૨૦

**वीक्ष्य वक्षसि विपक्षकामिनीहारलक्ष्म दयितस्य भामिनी ॥ अंसदेशविनिवेशितां क्षणादाचकर्ष निजबाहुवल्लरीम् ॥ २१ ॥**

અર્થ—પતિના વક્ષઃસ્થળપર પરાઈ સ્ત્રીના હારની નિશાની જોઇ ખભાપર રહેલો પોતાનો હાથ ભામિનીએ જલદી ખેંચી લીધો. ૨૧

**दरानमत्कंधरबंधमीषन् निमीलितस्निग्धविलोचनाब्जम्॥ अनल्पनिश्वासभरालसांगं स्मरामि संगं चिरमंगनायाः ॥ २२ ॥**

અર્થ—જેમાં ગરદન જરા નમે છે, સ્નેહવાળાં નેત્ર જરા વીંચાય છે અને ઘણા શ્વાસોથી અંગ નરમ પડી ગયું છે એવા અંગનાના સંગને હું લાંબી મુદત સંભારૂં છું. ૨૨

**रोषावेशान्निर्गतं यामयुग्मादेत्य द्वारं काचिदाख्यां गृणंतम् ॥ मामाज्ञायैवाययौ कातराक्षी मंदं मंदं मंदिरादिंदिरवे ॥ २३ ॥**

અર્થ—ક્રોધ કરી બંહાર નિકળી પડેલો, બે પહોર ખમી બારણા આગળ કાંઈ ગણગણતો ઊભો એવું જાણી ચપળ નેત્રવાળી સ્ત્રી ધીમે ધીમે ઘરની અંદર આવી. ૨૩

हृदये कृतशैवलानुसंगा मुहुरंगानि यतस्ततः क्षिपंती ॥ प्रियनामपरे मुखे सखीनामतिदीनामियमादधाति । दृष्टिम् ॥ २४ ॥

અર્થ—હૃદયમાં ઠંડકને માટે શેવાળને સંગ કરનારી, આમ તેમ અંગોને વારંવાર મરોડતી આ સ્ત્રી સખીના મોઢાથી જ્યારે પતિનું નામ સાંભળે છે ત્યારે ગરીબ સરખો નજર કરે છે. ૨૪

इत एव निजालयं । गताया वनिताया गुरुभिः समावृतायाः ॥ परिवर्तितकन्धरं नतभ्रू स्मयमानं वदनांबुजं स्मरामि ॥ २५ ॥

અર્થ—હમણાંજ પીયર ગએલી અને વડીલોથી વીંટાએલી સ્ત્રીનું વાંકી ડોકવાળું નમ્ર ભ્રકુટી સહિત હસતુ મુખકમળ સંભારૂં છું. ૨૫

कथय कथमिवाशा जायतां जीविते मे मलयभुजगवांता वांति वाताः कृतांताः ॥ अयमपि खलु गुञ्जन् मंजु माकंदमौलौ चुलुकयति मदीयां चेतनां चंचरीकः ॥ २६ ॥

અર્થ—મલય પર્વતના સર્પના મુખથી નિકળેલા કાળ સરખા વાયુ વાય છે, તો મારાથી જીવવાની આશા કેમ બંધાય. વળી આંબાની ડાળપર સુંદર ગુંજાર કરતો આ ભમરો પણ મારી ચેતના હરી લેય છે. ૨૬

निरुध्य यांतीं तरसा कपोतीं कूजत्कपोतस्य पुरो

दधाने ॥ मयि स्मितार्द्रं वदनारविंदं सा मंदमंदं रमयांबभूव ॥ २७ ॥

અર્થ—શબ્દ કરતા કપોત (કબુતર)ની પાસે ઉતાવળ કરી જાતી કપોતીને રોકીને મેં જ્યારે પકડી ત્યારે તે સ્ત્રીએ હસતે ચેહેરે ધીમે ધીમે મારી સામે જોયું. ૨૭.

तिमिरं हरंति हरितां पुरःस्थिता स्तिरयन्ति तापमथ तापशालिनाम् ॥ वदनत्विषस्तव चकोरलोचने परिमुद्रयंति सरसीरुहश्रियः ॥ २८ ॥

અર્થ—હે ચકોર સરખા નેત્રવાળી તારા મુખની કાંતિ દિશાઓના અંધકારને હરે છે, સંતાપથી તપેલાના તાપને મટાડે છે અને કમળની શોભા ઢાંકે છે. ૨૮

कुचकलशयुगांतर्मामकीनंनखांकं सपुलकतनु मंदं मंदमालोकमाना ॥ विनिहितवदनं मां वीक्ष्यबाला गवाक्षे चकिततनु नतांगी सद्म सद्यो विवेश ॥२९

અર્થ—સ્તનના મધ્યમાં લાગેલા મારા નખને ધીમે ધીમે જોતા ઉભેલી સ્ત્રીએ, ગોખમાં મોં કરી ઉભેલો મને જ્યારે જોયો, ત્યારે ચકિત થઇને તરત ઘરમાં પેઠી. ૨૯

विधाय सा मद्वदनानुकूलं कपोलमूलं हृदये शयाना ॥ तन्वी तदानीमतुलां बलारेः साम्राज्यलक्ष्मी मधरीचकार ॥ ३० ॥

અર્થ—સ્ત્રી, જ્યારે મારા સામું મુખ કરીને છાતી સરસી સુવે છે ત્યારે ચક્રવાર્ત્તિ ઇંદ્રની સાહેબી પણ તુચ્છ થઈ જાય છે. ૩૦

मुहुरर्थितयाद्य निद्रमा मे बत यामे चरमे निवेदितायाः ॥ चिबुकं सदृशो मृशामि यावन्मयि तावन्मुदिरोऽपि निर्दयोऽभूत् ॥ ३१ ॥

અર્થ—માંડ માંડ આવેલી નિંદ્રાથી છેલ્લા પહોરમાં પ્રિયા વિષે સ્વપ્નું આવ્યું જેથી મેં સ્રીની હડપચીનો સ્પર્શ કરવા માંડયો. તેવામાં મેઘ પણ મારી ઉપર નિર્દય થયો એટલે ગર્જના કરવા લાગવાથી મારી નિંદ્રા ઉડી ગઇ. ૩૧

श्रुतिशतमपि भूयः शीलितं भारतं वा विरचयति तथा नो हंतं संतापशांतिम् ॥ अयि सपदि यथायं केलिविश्रांतकांतावदनकमलनालात् कांतिसांद्रो नकारः ॥ ३२ ॥

અર્થ—કામક્રીડાથી થાકેલી કાંતાના મુખ કમળથી નિકળેલો નકાર જેવી રીતે સંતાપથી મોકળો કરે છે તેવી રીતે સેંકડો શ્રુતિ અને ભારત જેવા શાસ્રો પણ મને શાંત કરતાંનથી. ૩૨

लवलीं तव लीलया कपोले कवलीकुर्वति कोमलत्विषा ॥ परिपाण्डुरपुण्डरीकखण्डेपरिपेतुःपरितोमहाधयः ॥ ३३ ॥

અર્થ—હે સ્રી, તારા કપોળે, કોમળ કાંતિએ કરી માત્ર લીલાથીજ લવલીની લત્તાને હરાવી ત્યારે સફેત કમળના સમૂહને મોટી ચિંતા થવા લાગી. ૩૩

यौवनोद्गमनितान्तशङ्किताःशीलशौर्य्यबलकान्तिलोभिताः॥ संकुचन्तिवि कसान्तिराघवे जानकीनय-

ननीरजश्रियः ॥ ३४ ॥

અર્થ–નવી જુવાની ફુટવાથી અત્યંત શંકાવાળી અને શીળ, શૌર્ય, બળ અને કાંતિથી લોભાએલી સીતાજીના નેત્રકમળની શોભા રામચંદ્રને જોઇ સંકોચ તથા વિકાસ પામે છે. ૩૪

अधिरोप्य हरस्य हन्त चापं परितापं प्रशमय्य बान्धवानाम् ॥ परिणेष्यति वा नवा युवायं निरपायं मिथिलाधिनाथपुत्रीम् ॥ ३५ ॥

અર્થ–શંકરના ધનુષને દોરી ચડાવી બાંધવોના પરિતાપને શમાવી, રામ, મિથિલા નગરીના રાજાની પુત્રી સીતાને પરણશે કે નહીં એવી રીતે લોક શંકા કરવા લાગ્યા. ૩૫

भुजपञ्जरे गृहीता नवपरिणीता वरेण रहसि वधूः ॥ तत्कालजालपतिता बालकुरंगीव वेपते नितराम् ॥ ३६ ॥

અર્થ–નવીન પરણેલી અને એકાંતમાં પતિએ આલિંગન કરેલી સ્રી, તરત જાળમાં પકડાએલી હરિણની બાળકીની માફક અત્યંત કંપે છે. ૩૬

उपनिषदः परपीता गीतापि च हन्त मतिपथं नीता ॥ तदपि न हा विधुवदना मानससदनाद्बहिर्याति ॥ ३७ ॥

અર્થ–ઉપનિષદોનો પાઠ કર્યો, ગીતાજી પણ સારી પેઠે વિચાર્યા તોપણ ચંદ્રવદની મનરૂપ ઘરથી બાહેર નિકળતી નથી. ૩૭

अकरुणहृदय प्रियतम मुञ्चामि त्वामितः परं नाहम् ॥ इत्यालपति कराम्बुजमादायालीजनस्य विकला सा ॥ ३८ ॥

અર્થ—ગાંડી બની ગએલી સ્ત્રી, સખીનો હાથ ઝાલી કહે છે કે હે નિર્દય હૃદયના પ્યારા પતિ તને હવે હું નહીં છોડું, (આ વિરહિણી સ્ત્રીનું વચન છે). ૩૮

लोभाद्वराटिकानां विक्रेतुं तक्रमविरतमटन्त्या ॥ लब्धो गोपकिशोर्या मध्येरथ्यं महेंद्रनीलमणिः॥ ३९॥

અર્થ—કોડીના લોભથી છાસ વેચવા ભટકતી ગોવાળણને શેરીની વચમાં ઈંદ્ર નીલમણિ (નીલવી સરખા શ્યામ કૃષ્ણ) મળ્યા. ૩૯

रूपारुचिं निरासितुं रसयन्त्या हरिमुखस्य लावण्यम् ॥ सुदृशः शिव शिव सकले जाता सकलेरेव जगत्यरुचिः ॥ ४० ॥

અર્થ—રૂપની અરૂચિ ટાળવાને હરિના મુખની સુંદરતા જોનારી સ્ત્રીને આખા જગતમાં અરૂચિ થઇ પડી. ૪૦

किं जल्पसि मुग्धतया हन्त ममांगं सुवर्णवर्णमिति ॥ तप्यतिपतति हुताशे तदा हताशे तुलां तवारोहेत् ॥ ४१ ॥

અર્થ—હે સ્ત્રી, તું અજ્ઞાનતાથી પોતાના અંગને સોના સરખું કેમ ગણે છે, કારણ કે સોનું જ્યારે અગ્નિમાં પડી શુદ્ધ થાય ત્યારે તારા અંગની ઉપમા આપી શકાય. ૪૧

औत्सुक्यात्परीमिलतां त्रपया संकोचमञ्चतांच मुहुः ॥ नवसंगमयोर्यूनोर्नयनानामुत्सवो जयति ४२

અર્થ—ઉત્સુકપણાથી મળતાં અને લાજથી વારંવાર સંકોચ પામતાં નવાં પરણેલાં દંપતી (સ્ત્રી પુરૂષ)ના નેત્રોનો ઉત્સવ જય પામે છે. ૪૨

गीरमाणमर्पीयत्वा लघिमानं कुचतटात् कुरंगदृशाम् ॥ स्वीकुर्वते नमस्तेषां यूनां धैर्याय निर्विवेकाय ॥ ४३ ॥

અર્થ—પોતાનું ભારેપણુ આપી મૃગનેણીના સ્તનથી હલકાઈ લેનારા જુવાનોના તે નિર્વિવેકી ધૈર્યને નમસ્કાર કરૂં છુ. ૪૩

न्यञ्चति वयसि प्रथमे समुदञ्चतितरुणिम्नि तदा सुदृशः ॥ दधतिस्म मधुरिमाणं वाचो गतयश्च विभ्रमाश्च भृशम् ॥ ४४ ॥

અર્થ—સ્ત્રીની જ્યારે પેહેલી અવસ્થા જાય છે, અને જુવાનીનો ઉદય થાય છે, ત્યારે વાણી, ગતિ અને વિલાસમાં મધુરતા આવે છે. ૪૪

निःसीमशोभासाभाग्यं नतांग्या नयनद्वयम् ॥ अन्योन्यलोकनानंदविरहादिब चंचलम् ॥ ४५ ॥

અર્થ—બેહદ શોભાવાળું સ્ત્રીના નેત્રનું જોડું એક બીજાને જોવામાં આનંદના વિરહથી ચંચળ હોય નહીં જાણે તેમ શોભે છે. ૪૫

गुरुमध्ये हरिणाक्षी मार्त्तिकशकलैर्निहन्तुकामं माम् ॥ रदयन्त्रितरसनाग्रं तरलितनयनं निवारयांचक्रे ॥ ४६ ॥

અર્થ—વડીલોના મધ્યમાં બેઠેલી મૃગનયનીને મેં માટીના ઢેફાથી મારવાનો ઉદ્યોગ કર્યો તેવામાં દાંતથી જીભના ટેરવાને દાબી ચંચળ નેત્રથી મને મ્હને કરી. ૪૬

नयनांचलावमर्शं या न कदाचित् पुरा कथं सेहे ॥ आलिङ्गितापि जोषं तुस्थौ सागंतुकेन दयितेन॥ ४७

અર્થ—જે સ્ત્રી પ્રથમ આંખના અણસારથી કરેલી હરકત પણ ખમી શકતી નહોતી તે સ્ત્રીને બાહેર ગામથી આવેલા પતિએ ખૂબ દાબ્યા છતાં તે ગુપચુપ ઊભી રહી. ૪૭

मानपरांचद्वदनापि सा प्रिया शयानैव करकमले॥ उद्वेलद्भुजमलसग्रीवाबन्धं कपोलमाधत्ते ॥ ४८ ॥

અર્થ—માનથી મરડાએલું મોઢું લઇ પતિના હાથમાં સુતેલી સ્ત્રી, હાથ ઉપર ચેષ્ટા કરનાર અને આળસથી મરડાતી ડોકાવાળો કપોળ (લમડો) ધારણ કરે છે. ૪૮

लोचनफुल्लाम्भोजद्वयलोभान्दोलितैकमनाः शुभ्रे॥ कस्तूरीतिलकमिषादयमलिकेलिस्तवोल्लसति॥ ४९॥

અર્થ—હે ગોરી, તારા કપાળ ઊપરનું કસ્તુરીનું તિલક, તારા નેત્રને ખીલેલા કમળ સરખા જોઈ સુગંધ લેવા આવેલા ભમરા સરખો દેખાવ દીએ છે. ૪૯

अधिरजनि प्रियसविधे कथमपि संवेशिता ब-

लाद्गुरुभिः ॥ किं भवितेति नु शङ्कां पंकजनयना परामृशति ॥ ५० ॥

અર્થ—માંડ માંડ સમજાવી પતાવી રાત્રિમાં સાસુએ પતિ પાસે ગોકલેલી કમળનયની, આતે શું થશે એવા વિચારમાં પડી. ૫૦

चिन्तामीलितमानसो मनसिजः सख्यो विहीनप्रभाः प्राणेशः प्रणयाकुलः पुनरसावास्तां समस्ता कथा ॥ एतत्त्वां प्रतिबोधयामि मम चेदुक्तिं हितां मन्यसे मुग्धे मा कुरु मानमाननमिदं राकापतिर्जेष्यति ॥ ५१ ॥

અર્થ—કામદેવ તો ચિંતામાં ડુબેલો છે, સખીઓ કાંતિ વિનાની છે, અને પતિ સ્નેહમાં નિમગ્ન છે. આ બધી વાત પડતી મેલી જો તું માને તો તને એક હિતની વાત કહું છું કે હે અજાણ સ્ત્રી, માન મુકી દે તારા મુખને ચંદ્ર જીતી લેશે, એટલે હવે તારૂં માન રહેવાનું નથી. ૫૧

अलंकर्तुं कर्णौ भृशमनुभवन्त्या नवरुजां सशीत्कारं तिर्य्यग्वलितवदनाया मृगदृशः ॥ कराब्जव्यापारानतिसुकृतसारान् रसयतो जनुः सर्व्वं श्लाघ्यं जयति ललितोत्तंस भवतः ॥ ५२ ॥

અર્થ—કાનને શોભાવવા સારૂ વીંધાવવાની પીડા સહન કરતી, અને જરા વાંકું મોઢું કરી સીસકારા કરતી સ્ત્રીના હાથના લટકાની મોજ માણનારા હે લલિત નાયક તારો આખો જન્મારો સફળ થયો. ૫૨

आयातैव निशा निशापतिकरैः कीर्णं दिशामन्तरं भामिन्यो भवनेषु भूषणगणैरङ्गानि संस्कुर्वते ॥ मुग्धे मानमपाकरोषि न मनागद्यापि रोषेण ते हा हा बालमृणालतोऽप्यतितरां तन्वी तनुस्ताम्यति ॥ ५३ ॥

અર્થ—આ રાત પડી, ચંદ્ર કિરણોથી સર્વ દિશાઓ પ્રકાશી રહી છે અને સ્ત્રીઓ ઘરમાં અલંકારથી અંગ શોભાવે છે. આવા વખતમાં હે અજાણ સ્ત્રી તું ક્રોધથી જરા પણ માન છોડતી નથી તો અરેઅફસોસ છે, કોમળ કમળનાળથી પણ અતિ કોમળ તારૂં શરીર તપે છે. ૫૩

वाचं मांगलिकीं प्रयाणसमये जल्पत्यनल्पं जने केलीमन्दिरमारुतायनमुखे विन्यस्तवक्रांबुजा॥ निःश्वासग्लपिताधरं परिपतद्बाष्पार्द्रवक्षोरुहा बाला लोलविलोचना शिव शिव प्राणेशमालोकते॥५४॥

અર્થ—પતિના જવાને પ્રસંગે અનેક મંગળ વાણી બોલાય છે ત્યારે પતિને જોવાને શયનગૃહની બારીમાં મોં રાખી ઉભેલી સુંદરી નિસાસા સાથ આંસુ ખેરે છે. ૫૪

दारिद्र्यं भजते कलानिधिरयं राकाधुना म्लायति स्वैरं कैरवकाननेषु परितो मालिन्यमुन्मीलति ॥ द्योतन्ते हरिदंतराणि सुहृदां वृंदं समानंदति त्वं चेदंचसि कांचनाङ्गि वदनाम्भोजे विकासश्रि-

यम् ॥ ५५ ॥

અર્થ—હે સુવર્ણ સરખા અંગવાળી, તારૂં મુખ કમળ પ્રકાશતી વખતે આ ચંદ્ર દરિદ્ર થાય છે, રાત્રિ શંકોચ પામે છે, પોયણી (રાત્રિ વિકાસી કમળ)નું વન મલિન થઇ જાય છે, દિશાઓ પ્રકાશે છે અને સંબંધીઓનો સમૂહ આનંદ પામે છે. ૫૫

**पाटीरद्रुभुजंगपुंगवमुखायाता इवातापिनो वाता वांति दहंति लोचनममी ताम्रा रसालद्रुमाः ॥ एते हंत किरंतकूजितमयं हालाहलं कोकिला बाला वालमृणालकोमलतनुः प्राणान्कथं रक्षतु ५६॥**

અર્થ—ચંદન વૃક્ષના સર્પના મુખથી આવેલા હોય નહીં જાણે એવી રીતે સંતાપ કરનારા વાયુ વાય છે, લાલ આંબાનાં ઝાડ નેત્રને બાળે છે, અરે આ કોયલ ઝેર સરખો ટહુકો કરે છે ત્યારે નાના કમળનાળ સરખી કોમળ કાયાવાળી આ બાળા પ્રાણ કેમ બચાવી શકે? ૫૬

**आयातैव निशा मनो मृगदृशामुंनिद्रमातन्वती मानो मे कथमेष सम्प्रति निरातङ्कं हृदि स्थास्यति ॥ उन्नीयोहमिमं सरोजनयना यावद्विधत्ते त्वरा तावत्कामनृपातपत्रसुषमं बिंबं बभासे विधोः॥५७॥**

અર્થ—મૃગનેણીના મનને જગાવનારી રાત્રિ આવી ત્યારે હમણાં મારૂં માન બેધડક રીતે હૃદયમાં કેમ રહી શકશે. એવો તર્ક લાવી કમળનયની .ઉતાવળ કરે છે એટલામાં કામદેવરૂપી રાજાના છત્રની શોભા ધરાવનાર ચંદ્રના બિંબનો ઉદય થયો.૫૭

प्रभातसमयप्रभां प्रणयनिन्हुवाना रसादमुष्य निजपाणिना दृशममीलयल्लीलया ॥ अयं तु खलु पद्मिनीपरिमलालिपाटच्चरो रवेरुदयमध्यगादधिक- चारुतैर्मारुतैः ॥ ५८ ॥

અર્થ—સવારનો ઉજાસ પતિની નજરે ન પડે એવું ધારી પતિની સાથે પોઢેલી સ્ત્રીએ સ્નેહનો ભાવ બતાવી પોતાનો હાથ તેની આંખોપર મુંકયો એટલામાં કમળના સુગંધને હરનાર પવનોથી તેના પતિને સૂર્ય ઉગવાની ખબર પડી. ૫૮

विदूरादाश्चर्यस्तिमितमथ किंचित् परिचयादुदंच- च्चाचल्यं तदनु परिविस्फारितरुचि ॥ गुरूणां संघाते सपदि मयि याते समजनि त्रपाघूर्णत्तारं नयनमिह सारङ्गजदृशः ॥५९॥

અર્થ—ગુરૂ વર્ગમાં બેઠેલી સ્ત્રી પાસે મારૂં જવું થતાં છેટેથી તે સ્ત્રીનું નેત્ર આશ્ચર્યથી નિશ્ચળતાવાળું, જરા ઓળખાણ પડયા પછી ચંચળતાવાળું, રૂચિવાળું અને પછી લાજતી ઘુમતી કીકીવાળું થયું. ૫૯

कपोलावुन्मीलत्पुलकनिकुरम्बौ मयि मनाङ्मृश त्यन्तःस्मेरस्तबकितमुखाम्भोरुहरुचेः ॥ कथङ्कारं शक्याः परिगदितुमिन्दीवरदृशो लसद्राक्षानिर्य्यद्र- सभरसपक्षा भणितयः ॥६०॥

અર્થ—રોમાંચવાળાં કપોળ (લમણા)નો મેં સ્પર્શ કર્યો તેથી અંદર જરા હસવું આવેલ છે. અને રાજીપામાં ચેહેરો થયો છે

એવો કમળ સરખા મુખવાળી સ્ત્રીના દ્રાક્ષરસ સરખાં વચનોનું વર્ણન મારાથી કેમ થઇ શકે! ૬૦

राजानं जनयाम्बभूव सहसा जैवातृकत्वात्तु यः सोऽयं कुण्ठितसर्वशक्तिनिकरो जातो जरार्त्तो विधिः ॥ सम्प्रत्युन्मदखञ्जरीटनयनावक्राय नित्य-श्रिये दाता राज्यमखण्डमस्य जगतो धाता नवो मन्मथः ॥६१॥

અર્થ—હે ચંદ્ર તને જેણે રાજા બનાવ્યો તે બ્રહ્મા અશક્ત અને બુઢો થઇ ગયો છે. હાલ નવીન બ્રહ્મા કામદેવ, ચકોર સરખા નેત્રવાળા સ્ત્રીના નિત્ય શોભીતા મુખને આ જગતનું અખંડ રાજ્ય આપશે. ૬૧

आविर्भूता यदवधि मधुरस्यंदिनी नन्दसूनोः कान्तिः काचिन्निखिलनयनाकर्षणे कार्मणज्ञा ॥ श्वासो दीर्घस्तदवधि मुखे पाण्डिमा गंडमूले शून्या वृत्तिः कुलमृगदृशां चेतसि प्रादुरासीत् ॥६२॥

અર્થ—જ્યારથી સર્વ જગતના નેત્રના આકર્ષણ કરવામાં કામણ જાણનારી મધુરી નંદના પુત્ર કૃષ્ણની કાંતિ પ્રગટ થઈ ત્યારથી કુલીન સ્ત્રિઓના મુખમાં લાંબો શ્વાસ, ગંડસ્થળમાં ધોળાશ અને ચિત્તમાં શૂન્ય વૃત્તિ પ્રગટ થઈ. ૬૨

प्रसंगे गोपानां गुरुषु महिमानं यदुपतेरुपाकर्ण्य स्विद्यत्पुलकितकपोला कुलवधूः ॥ विषज्वालाजालं

धगिति वमतः पन्नगपतेः फणायामाश्चर्यं स्थगयतितरां तांडवविधिम् ॥६३॥

અર્થ—ગોવાળીઆની વાતોના પ્રસંગમાં વડીલોના મુખથી યદુપતિ કૃષ્ણનો મહિમા સાંભળી કુલીન સ્ત્રીએ પરસેવો અને રોમાંચવાળા કપોળવાળી થઇ ઝેરની ઝાળોને ધકધક ઓકતા સર્પરાજ કાળીયની ફેણુ ઉપર ઘણી આશ્ચર્યતાથી સ્થિર થઈ નાચનાર કૃષ્ણનું ચિત્ર પાડ્યું. ૬૩

कैशोरे वयसि क्रमेण तनुतामायाति तन्व्यास्तनावागामिन्यखिलेश्वरे रतिपतौ तत्कालमस्याज्ञया ॥ आस्ये पूर्णशशाङ्कता नयनयोस्तादात्म्यमम्भोरुहां किञ्चासीदमृतस्य भेदविगमः साचिस्मिते तात्त्विकः ॥६४॥

અર્થ—કિશોર અવસ્થામાં ક્રમે કરી સ્ત્રીના સ્તન દુર્બળ થઈ જાય છે અને સર્વનો ઈશ્વર રતિનો પતિ કામદેવ આવતાં તરતજ તેનો હુકમ થયેથી મુખમાં પૂર્ણ ચંદ્રપણું, નેત્રમાં કમળનું સ્વરૂપ અને હસવામાં અમૃત આવે છે. ૬૪

शयिता शैवलशयने सुषमाशेषा नवेन्दुलेखेव॥ प्रियमागतमपि सविधे सत्कुरुते वीक्षणैरेव ॥६५॥

અર્થ—નવીન ચંદ્રમાની રેખાની માફક થોડી કાંતિવાળી શેવાળના શયનમાં સુતેલી સ્ત્રી, પાસે આવેલા પતિનો નેત્રથીજ સત્કાર કરે છે. ૬૫

विरहेण विकलहृदया विलपन्ती दयित दयि-

तेति ॥ प्रियमागतमपि सविधे परिचयहीनेव वीक्षते बाला ॥६६॥

અર્થ–વિરહથી વિકળ હૃદયવાળી નાથ નાથ એ પ્રમાણે વિલાપ કરતી બાળા નજીક આવેલા પતિને પણ જાણે ન ઓળખતી હોય તેમ જુવે છે. ૬૬

अधरद्युतिरस्तपल्लवा मुखशोभा शशिकान्तिलङ्घिनी ॥ तनुरप्रतिमा च सुभ्रुवो न विधेरस्य कृतिं विवक्षति ॥६७॥

અર્થ–પલ્લવની શોભા ઢાંકનારી અધર (નીચેનો હોઠ)ની કાંતિ, ચંદ્રની કાંતિને ઓળંગનારી મુખની શોભા અને અનુપમ શરીરપરથી એમ જણાય છે કે આ સ્ત્રી બ્રહ્માની કૃતિ નથી. ૬૭

व्यस्यस्तं लयति क्षणं क्षणमहो मौनं समालम्बते सर्वास्मिन्विदधाति किंच विषये दृष्टिर्निरालम्बनाम् ॥ श्वासं दीर्घमुरीकरोति न मनागंगेषु धत्ते धृतिं वैदेहीविरहव्यथाविकलितो हा हंत लंकेश्वरः ॥६८॥

અર્થ–વૈદેહી (સીતા)ના વિરહની વ્યથાથી વિકળ (ગાંડો) બની ગએલો રાવણ ક્ષણે ક્ષણે આડી અવળી ચેષ્ટા કરે છે, ઘડીવાર ચુપ થઇ જાય છે, સર્વ બાબતમાં ઉદાસીન દૃષ્ટિ રાખે છે, લાંબા નિસાસા મુકે છે અને તેના અંગોમાં જરા પણ ધીરજ રહેતી નથી. ૬૮

उदितं मण्डलमिन्दोरुदितं सद्यो वियोगि-
वर्गेण ॥ मुदितं च सकलललनाचूडामणिशासनेन
मदनेन ॥६९॥

અર્થ—ચંદ્ર મંડળનો ઉદય થવાથી વિયોગી વર્ગ તરતજ રોવા લાગ્યો, અને સર્વ સ્ત્રી મંડળ ઊપર અખંડ આજ્ઞા કરનાર કામદેવ પ્રસન્ન થયો. ૬૯

प्रादुर्भवति पयोदे कज्जलमलिनं बभूव नभः ॥
रक्तं च पथिकहृदयं कपोलपाली मृगदृशः पाण्डुः ७०

અર્થ—વરસાદ ચઢી આવવાથી આકાશ કાજળની પેઠે કાળું થયું, મુસાફરોનું હૃદય રંગાયું અને સ્ત્રીનો કપોળ સફેત થયો. ૭૦

इदमप्रतिमं पश्य सरः सरसिजैर्वृतम् ॥ सखे
माजल्प नारीणां नयनानि दहन्ति माम् ॥७१॥

અર્થ—હે મિત્ર કમળોથી સુશોભિત અનુપમ આ તળાવને જો. હે મિત્ર એમ કહે માં કારણ કે નારીનાં નેણ મને બાળે છે. ૭૧

मुंचसि नाद्यापि रुषं भामिनि मुदिरालिरुदि-
याय ॥ इति सुदृशः प्रियवचनैरपायिनयनाब्ज
कोणशोणरुचिः ॥७२॥

અર્થ—હે ભામિની વરસાદ ચડી આવ્યો, હજુ સુધી રોષ મુકતી નથી એવાં પતિનાં વચનોથી સ્ત્રીના નેત્રના ખુણાની રતાશ જતી રહી. ૭૨

आलोक्य सुन्दरि मुखं तव मन्दहासं नन्दन्त्य-

मन्दमरविन्दधिया मिलिन्दाः ॥ किंचासिताक्षि मृगलाञ्छनसम्भ्रमेण चंचूपुटं चटुलयन्ति चिरं चकोराः ॥७३॥

અર્થ—હે સુંદરી, તારા હસતા મુખને કમળ માની ભમરા ઘણા ખુશ થાય છે અને ચકાર પક્ષી પોતાની ચાંચો હલાવે છે. ૭૩

स्मितं नैतत्किन्तु प्रकृतिरमणीयं विकसितं मुखं ब्रूते को वा कुसुममिदमुद्यत्परिमलम् ॥ स्तनद्वन्द्वं मिथ्या कनकनिभमेतत् फलयुगं लता सेयं रम्या भ्रमरकुलनम्या न रमणी ॥७४॥

અર્થ—આ મંદ હાસ્ય નથી પણ પ્રકૃતિથી સુંદર ખીલવું છે, આને મુખ કોણ કહે છે આતો સુગંધી પુષ્પ છે, આ સ્તનનું જોડું નથી પણ સોના સરખાં બે ફળ છે, અને આ સ્ત્રી નથી પણ ભ્રમરોને ચાહના કરવા લાયક સુંદર લતા છે. ૭૪

संग्रामांगणसंमुखाहतकियद्विश्वम्भराधीश्वरव्यादीर्णीकृतमध्यमांगविवरोन्मीलन्नभोनीलिमा ॥ अंगारप्रखरैः करैः कवलयन्नेतन्महीमण्डलं मार्त्तण्डोऽयमुदेति केन पशुना लोके शशांकीकृतः ॥७५॥

અર્થ—લડાઇના મેદાનમાં સામા આવેલા કેટલાએક રાજાઓનાં ચીરેલાં વચલાં અંગોની ફાટમાંથી નીકળેલા આકાશની શ્યામતાવાળો અને અંગારા સરખા કઠોર કિરણોથી આ પૃથ્વી મંડળને ગળી જતો આ સૂર્ય ઉગે છે તેને કયા પશુએ ચંદ્ર માન્યો છે. ૭૫

श्यामं सितं च सुदृशो न दृशोः स्वरूपं किन्तु स्फुटं गरलमेतदथामृतं च ॥ नो चेत्कथं निपतनादनयोस्तदेव मोहं मुदं च नितरां दधते युवानः॥७६॥

અર્થ–સ્ત્રીની દૃષ્ટિનું સ્વરૂપ, કાળું કે ધોળું નથી પણ ઝેર અને અમૃતમય છે, એમ ન હોય તો તેની દૃષ્ટિ પડવાથી જુવાનોને મૂર્છા (મોહ) અને આનંદ કેમ આવે. ૭૬

अलिर्मृगो वा नेत्रं वा यत्र किंचिद्विभासते ॥ अरविंदं मृगांको वा मुखं वेदं मृगीदृशः ॥७७॥

અર્થ–ભમરો, મૃગ અથવા નેત્ર એમાંનું કશું જ્યાં કંઇ હોય તે કમળ, ચંદ્ર અથવા મૃગનેણીનું મુખ જાણવું. ૭૭

दयिते वदनत्विषां मिषादयितेऽमी विलसंति केसराः ॥ अपि चालकवेषधारिणो मकरंदस्पृहयालवोऽलयः ॥७८॥

અર્થ–હે પ્યારી, તારા મુખની કાંતિના મિષથી આ કેસરા શોભે છે, અને કેશનો વેષ ધરનારા મકરંદની ઈચ્છા ધરાવનારા આ ભમરા છે. ૭૮

अनिशं नयनाभिरामया रमया संवदिनो मुखस्य ते ॥ निशि निःसरदिंदिरं कथं तुलयामः कलयापि पंकजम् ॥७९॥

અર્થ–નિરંતર નેત્રને સુંદર લાગે એવા આ સ્ત્રીના મુખને જેમાંથી શોભા જતી રહે છે એવા કમળની ઉપમા કેમ આપીએ? ૭૯

अंगैः सुकुमारतरैः सा सुकुमानां श्रियं हरति ॥

**कलयति कुसुमबाणो बाणालीभिर्मम प्राणान् ८०**

અર્થ—તે સ્ત્રી સુકુમાર અંગોથી પુષ્પોની શોભા હરે છે અને કામદેવ બાણોથી મારા પ્રાણ કાઢે છે. ૮૦

**खिद्यति सा पथि यान्ती कोमलचरणा नितम्ब भारेण ॥ खिद्यामि हन्त परितस्तद्रूपविलोकनेन विकलोऽहम् ॥८१॥**

અર્થ—કોમળ ચરણવાળી સ્ત્રી, નિતંબના ભારથી રસ્તામાં ચાલતાં દુઃખ પામે છે અને હું તેનું રૂપ જોવાથી વિકળ બની જઇ ખેદ પામું છું. ૮૧

**मथुरागमनोन्मुखे मुरारावसुभारार्त्तिभृतां व्रजांग नानाम् ॥ प्रलयज्वलनायतेस्म राका सुवनाकाश मजायताम्बुराशिः ८२**

અર્થ—શ્રીકૃષ્ણ જ્યારે મથુરાજીમાં આવવા તઈયાર થયા ત્યારે પ્રાણ પણ જેને ભારે થઈ પડ્યાં છે, એવી વ્રજની સ્ત્રીઓને રાત્રિ પ્રલય કાળના અગ્નિ સરખી થઈ પડી અને વનનું આકાશ સમુદ્ર સરખું લાગ્યું. ૮૨

**केलीमन्दिरमागतस्य शनकैरालीरपास्येंगितैः सुप्तायाः सरुषः सरोरुहदृशः संवीजनं कुर्वतः ॥ जल्पन्त्याप्यनभिज्ञयैव कपटव्यामीलिताक्ष्या सखि श्रान्तासीत्यभिधाय वक्षसि तया पाणिर्नमास्श्लितः ॥८३॥**

અર્થ—સખીઓને દૂર કરી સુતેલી કમળનયનીને ક્રીડા ઘરમ

જઈ હું જ્યારે જગાડવા લાગ્યો ત્યારે જાણે આ વાત જાણતીએ ન હોય તેમ કપટથી આંખો મીંચી "હે સખી હું થાકી ગઇછુ" એવું કહી મારી છાતી ઉપર હાથ નાખ્યો. ૮૩

**मान्थर्य्यमाप गमनं सह शैशवेन रक्तं सहैव मनसाधरबिम्बमासीत्॥ किञ्चाभवन्मृगकिशोरदृशो नितम्बः सर्व्वाधिको गुरुरयं स मनोरथेन ॥८४॥**

અર્થ—મૃગનેણીની બાલ્યાવસ્થાની સાથે ગતિ પણ ધીમી પડી, મનની સાથે અધરબિંબ પણ રાતું થયું અને મનોરથની સાથે નિતંબ પણ સર્વથી અધિક મોટા થયા. ૮૪

**श्वासोऽनुमानवेद्यः शीतान्यङ्गानि निश्चला दृष्टिः ॥ तस्याः सुभग कथेयं तिष्ठतु तावत्कथान्तरं कथय ॥८५॥**

અર્થ—શ્વાસ અનુમાનથી જણાય છે, અંગો શીતળ થઈ ગયાં છે અને દૃષ્ટિ નિશ્ચળ છે. આવી વાત સાંભળી ઉદાસીન થઇ ગએલો પતિ કહે છે કે હે ભલા માણસ આ વાત છોડી દે અને બીજી કોઇ વાત કર. ૮૫

**पाणौ कृतः पाणिरिलासुतायाः सस्वेदकम्पो रघुनन्दनेन ॥ हिमाम्बुसङ्गानिलविह्वलस्य प्रभातपद्मस्य बभार शोभाम् ॥८६॥**

અર્થ—રામચંદ્રે, પસીનાવાળો અને કંપ સહિત પોતાનો હાથ સીતાજીના હાથમાં મીલાવ્યો, તેની શોભા બરફને પાણીના સંગથી અકળાએલા સવારના કમળ સરખી થઇ. ૮૬

**अरुणमपि विद्रुमदण्डं मृदुलतरञ्चापि किसलयं**

बाले ॥ अधरीकरोति नितरां तवाधरो मधुरिमाति-
शयात् ॥८७॥

અર્થ—હે સ્ત્રી, તારો અધર, અતિ મધુરતાથી, રાતા પરવાળાને અને કુંપળને અત્યંત હેઠાં કરે છે. ૮૭

नयने वहतो नु खञ्जनानामिह नानाविधमङ्गने
भयंते॥ मुखमेतु तुलां कथं सुशोभं सुदृशो मङ्गुर-
सम्पदोऽम्बुजस्य ॥८८॥

અર્થ—હે સ્ત્રી, ખંજન પક્ષીના નેત્રને પણ તારા નેત્ર ભય આપે છે ત્યારે રાત્રિમાં કરમાઇ જતાં કમળની ઉપમા કેમ આપી શકાય? ૮૮

सुदृशो जितरत्नमालया सुरतान्तश्रमबिन्दु-
मालया॥ अलकेन च नीलकान्तिना विदधे कापि
रुचिः परस्परम् ॥८९॥

અર્થ—સુરતના અંતમાં થએલી, રત્નમાળાથી અધિક શ્રમબિંદુની માળાએ અને શ્યાંમ કાંતિના કેશે પરસ્પર કોઇ અલૌકિક રૂચિ કરી. ૮૯

परपूरुषदृष्टिजातवज्राहतिभीता हृदयं प्रियस्य
सीता ॥ अविशत्परकामिनीभुजंगो भयतः सत्वर-
मेव सोपि तस्याः ॥९०

અર્થ—પરપુરૂષની દૃષ્ટિરૂપ વજ્રના પ્રહારથી બીનેલી સીતા, રામના હૃદયમાં પેઠી ત્યારે પરસ્ત્રીને સર્પ સરખા રામ પણ તરતજ તેના હૃદયમાં પેઠા. ૯૦

जम्बीराश्रियमतिलङ्घ्यलीलयैव व्यानम्रीकृतकमनीयहेमकुम्भौ ॥ नीलाम्भोरुहनयनेऽधुना कुचौ ते स्पर्द्धेते किल कनकाचलेन सार्द्धम् ॥९१॥

અર્થ-માત્ર લીલાથીજ લીંબુની શોભાનું ઉલ્લંઘન કરી સોનાના કળશને પણ નમાવનારા તારા સ્તન, હે કમળનયની, હવે મેરૂ પર્વતને જીતવા તઈયાર થાય છે. ૯૧

अङ्गानि दत्वा हेमांगि प्राणान्क्रीणासि चेन्नृणाम् ॥ युक्तमेतन्न तु पुनः कोणं नयनयुग्मयोः९२

અર્થ-હે સુવર્ણ સરખા અંગવાળી, તારાં અંગો આપી પ્રાણ ખરીદે છે એતો ઘટારત છે, પણ આ નેત્રના જોડાના ખુણા મારા પ્રાણ કાઢી લે છે એ ઘણું અયોગ્ય છે. ૯૨

जितरत्नरुचां सदा रदानां सहवासेन परां मुदं दधानाम् ॥ विशदामधरीकरोति नासामधुना साहसशालि मौक्तिकं ते ॥९३॥

અર્થ-રત્નની કાંતિ જીતનારા દાંતના સહવાસથી ઘણો આનંદ ધારણ કરનારી સફેદ નાસિકાને હમણાં સાહસ કરનારૂં આ તારૂં બુલાખનું મોતી હરાવે છે. ૯૩

निमील्य भूयो निजगौरिमाणं मा नाम मानं सहसैव यासीः ॥ गृहे गृहे पश्य तवाङ्गवर्णा मुग्धे सुवर्णावलयो लुठन्ति ॥९४॥

અર્થ-હે અજાણ સ્ત્રી, પોતાની મોટાઈ જોઈ જલદીથી માન કરી ન જા. તારા અંગ સરખા વર્ણવાળી સોનાની લતાઓ ઘેર ઘેર છે. ૯૪

करिकुम्भतुलामुरोजयोः क्रियमाणा कविभिर्विशृंखलैः॥ कथमालि शृणोषि सादरं विपरीतार्थविदो हि योषितः ॥९५॥

અર્થ—હે સ્ત્રી, મર્યાદા વિનાના કવિ, તારા સ્તનને હાથીના કુંભસ્થળની ઉપમા આપે છે, તે તું કેમ સાંભળે છે? આવું જોતાં સ્ત્રીઓ અવળું સમજનારી છે કારણ કે પશુના અવયવની ઉપમા કબુલ રાખે છે. ૯૫

तिरस्कृतो रोषवशात्परिष्वजन्प्रियो मृगाक्ष्या शयितः पराङ्मुखः ॥ किं दुःखितोऽसाविति कान्दिशीकया कदाचिदाचुम्ब्य चिराय सस्वजे॥ ॥९६॥

અર્થ—આલિંગન કરવા આવતા પતિનો તિરસ્કાર કરવાથી તે અવળું મોઢું કરી સુતો. ત્યારે અરે દુઃખ લાગ્યું શું એમ સંભ્રમ પામી ગએલી પ્રિયાએ ચુંબન કરી ખૂબ આલિંગન કર્યું. ૯૬

चैलाञ्चलेनाननशीतरश्मिं संवृण्वतीनां हरिदृश्वरीणाम् ॥ व्रजांगानां स्मरजानुकम्पादकाण्डसम्पातमियाय नीवी ॥९७॥

અર્થ—સાડીના છેડાથી મુખ ચંદ્ર ઢાંકી હરિને જોનારી વ્રજસ્ત્રીઓની નાડી અકસ્માત્ કામનો કંપ થવાથી ઢીલી પડી ગઇ. ૯૭

अधरेण समागमाद्रदानां अरुणिम्ना पिहितोऽपि शुद्धभावः॥ हसितेन सितेन पक्ष्मलाक्ष्याः पुनरुल्ला-

समवाप जात पक्षः ॥९८॥

અર્થ—હોઠના સંબંધથી દાંતની ધોળાશ જે કે ઢંકાઇ ગઈ હતી તોપણ હસવાથી તે પાછી પાધરી થઈ રહી. ૯૮

सरसिरुहोदरसुरभावधरितबिम्बाधरमृगाक्षि तव॥ वदने मणिरदने ताम्बूलंकेन लक्षयेम वयम् ॥९९॥

અર્થ—હે સ્ત્રી, કમળ સરખા સુગંધવાળા, ધોલાંને પણ તિરસ્કાર કરનારા રાતા હોઠવાળા અને મણિ સરખા દાંતવાળા તારા મુખમાં અમને પાન ચાવ્યાની ખબર કેમ પડે? ૯૯

शयिता सविधेऽप्यनीश्वरा सफलीकर्त्तुमहो मनोरथान् ॥ दयिता दयिताननाम्बुजं दरमीलन्नयना निरीक्षते ॥१००॥

અર્થ—પતિની નજીક સુતેલી પણ પોતાનો મનોરથ પાર પાડવામાં અસમર્થ સ્ત્રી, પતિના મુખકમળ સામું જરા ઉઘાડી આંખે જોવા લાગી. ૧૦૦

किमिति कृशासि कृशोदरि किं तव परकीयवृत्तान्तैः ॥ कथय तथापि मुदे मम कथयिष्यति पथिक तव जाया ॥१०१॥

અર્થ—હે સ્ત્રી, તું દુર્બળ કેમ થઈ ગઇ છે "અરે તારે પરાઈ હકીકતની શી જરૂર છે" તોપણ ખુશીને માટે કહે "હે મુસાફર જા તારી સ્ત્રીજ તને કહેશે." ૧૦૧

वदनारविंदसौरभलोभादिंदीवरेषु निपतत्सु॥मय्यधरार्थिनि सुदृशो दृशो जयन्त्यातिरुषा।परुषाः।१०२।

અર્થ—કમળ, મુખારવિંદના સુગંધથી લોભાઈ આવે છે અને હું અધરની ઇચ્છા રાખી નજીક જાઉછું તો મારા ઉપર કરડી આંખે જોયું. ૧૦૨

**इति श्रीमत्पण्डितराजजगन्नाथविरचिते भामिनी विलासे शृंगारोवर्णनंनाम द्वितीयो विलासः ॥२॥**

આવી રીતે શ્રીમત્ પંડિતરાજ જગન્નાથ કવિએ રચેલા ભામિની વિલાસના ભાષાંતરનો શૃંગાર નામનો બીજો વિલાસ સંપૂર્ણ થયો.

---

## अथ तृतीयो विलासः

### करुण विलास.

**दैवे पराग्वदनशालिनि हन्त जाते याते च सम्प्रति दिवं प्रति बन्धुरत्ने ॥ कस्मै मनः कथयितासि निजामवस्थां कः शीतलैः शमयिता वचनैस्तवाधिम् ॥१॥**

અર્થ—હે મન દૈવની કૃપા જતી રહી, અને બંધુ રત્ન સ્વર્ગમાં ગયું, હવે તારી દશા કોને કહીશ અને શીતળ વચનોથી તારી ચિંતા કોણ ટાળશે. ૧

**प्रत्युद्गता सविनयं सहसा पुरेव स्मेरैः स्मरस्य सचिवैः सहसावलोकैः ॥ मामद्य मंजुरचनैर्वचनैश्चबाले हा लेशतोऽपि न कथं शिशिरीकरोषि॥२॥**

અર્થ—હે સ્ત્રી, તું પ્રથમ કામદેવના દૂત સરખી હસતા સહિત દૃષ્ટિથી વિનય પૂર્વક સામે આવતી અને આજ સુંદર રચનાવાળી વચનોથી લેશ માત્ર પણ મને ઠંડો કેમ કરતી નથી? ૨

**सर्वेऽपि विस्मृतिपथं विषयाः प्रयाता विद्याऽपि खेदकलिता विमुखी बभूव ॥ सा केवलं हरिणशावकलोचना मे नैवापयाति हृदयादधिदेवतेव ॥३॥**

અર્થ—બધા વિષયોની વિસ્મૃતિ થઇ, યત્નથી મેળવેલી વિદ્યા વિસરી ગયો પણ તે મૃગનેણી ઈષ્ટ દેવતાની માફક હૃદયમાંથી નિકળતી નથી. ૩

**निर्वाणमंगलपदं त्वरया विशन्त्या मुक्ता दयावति दयापि किल त्वयासौ ॥ यन्मां न भामिनि निभालयसि प्रभाते नीलारविन्दमदभंगपदैः कटाक्षैः ॥४॥**

અર્થ—હે દયાળુ સ્ત્રી, દયા મુકી ઉતાવળ કરી મંગળ મોક્ષ પદમાં ચાલી ગઇ કારણ કે નીલ કમળ સરખા કટાક્ષોથી મારી સામું તું જોતી નથી. ૪

**धृत्वा पदस्खलनभीतिवशात्करं मे या रूढवत्यसि शिलाशकलं विवाहे ॥ सा मां विहाय कथमद्य विलासिनि द्यामारोहसीति हृदयं शतधा प्रयाति ॥५॥**

અર્થ—વિવાહના સમયમાં મને ઠેસ વાગશે એવું ધારી મારો હાથ ઝાલી વેદી ઉપર ચઢી અને આજ તો મને એકલો મુકી

સ્વર્ગમાં ચાલી નિકળી એ સંભારી મારૂં હૃદય સેંકડો પ્રકારે ફાટી જાય છે. ૫

**निर्दूषणा गुणवती रसभावपूर्णा सालंकृतिः श्रवणमंगलवर्णराजिः ॥ सा मामकीनकवितेव मनोभिरामा रामा कदापि हृदयान्मम नापयाति ॥६॥**

અર્થ–દૂષણ વિનાની, ગુણવાળા રસભાવથી પૂર્ણ, અલંકારવાળી, અને કાનને મધુર લાગે એવા શબ્દવાળી મનોહર મારી કવિતા સરખી તે સ્ત્રી કોઇ દિવસ મારાં હૃદયમાંથી ખસતી નથી. ૬

**चिन्ता शशाम सकलापि सरोरुहाणामिंदोश्च बिम्बमसमां सुषमामयासीत् ॥ अप्युन्नतः कलकलः किल कोकिलानां प्राणप्रिये यदवधि त्वमितो गतासि ॥७॥**

અર્થ–હે પ્રાણ પ્યારી, અહીંથી તું જ્યારે ચાલી નીકળી, ત્યારથી કમળોની સઘળી ચિંતા શાંત થઈ, ચંદ્રનું બિંબ ઘણી શોભા પામ્યું અને કોયલનો ટહુકો ઘણો થવા લાગ્યો મતલબ કે કમળથી અને ચંદ્રથી તારા મુખની શોભા ઘણી હતી અને તારો સ્વર કોયલ કરતાં પણ સુંદર હતો. ૭

**सौदामिनीविलसितप्रतिमानकाण्डे दत्वा कियन्त्यपि दिनानि महेन्द्रभोगान् ॥ मन्त्रोझ्झितस्य नृपतेरिव राज्यलक्ष्मीर्भाग्यच्युतस्य करतो मम निर्गताऽसि ॥८॥**

અર્થ—અકસ્માત્ થએલી વિજળીના વિલાસ સરખા ઇંદ્રના જેવા સંસારના ભોગ, કેટલાએક દહાડા દઇ મંત્રશક્તિ વિનાના રાજાના રાજ્યની લક્ષ્મીની પેઠે નિર્ભાગ્ય થઇ ગએલા મારા હાથથી નિકળી ગઈ. ૮

केनापि मे विलसितेन समुद्गतस्य कोपस्य किन्नु करभोरु वशंवदा भूः ॥ यन्मां विहाय सहसैव पतिव्रतापि यातासि मुक्तरमणीसदनं विदूरम् ॥९॥

અર્થ— હે સ્ત્રી, હું ધારૂં છું કે તું કોઇ પણ મારા અપરાધી કૃત્યથી ક્રોધવશ થઈ. કારણ કે પતિવ્રતા છતાં મને જલદીથી છોડી દઈ સતીના લોકમાં ચાલી ગઇ. ૯

काव्यात्मना मनसि पर्यणमन्पुरा मे पीयूषसारसदृशास्तव ये विलासाः ॥ तानन्तरेण रमणी रमणीयशीले चेतोहरा सुकविता भविता कथं नः ॥ १० ॥

અર્થ—હે રમણિ, અમૃતના સાર સરખા તારા વિલાસો મારા મનમાં પ્રથમ કાવ્ય રૂપે આવતા હતા તે હાલ તારા વિના મારી કવિતા પણ મનોહર કેમ થશે ૧૦

या तावकीनमधुरस्मितकान्तिकान्ते भूमण्डले विफलतां कविषु व्यतानीत् ॥ सा कातराक्षि वेलयं त्वयि यातवत्यां राकाऽधुना वहति वैभवमन्दिरायाः ॥ ११ ॥

અર્થ—તારા મધુર મંદહાસ્યની કાંતિથી શોભીતા ભૂમંડળ

માં જે પુનેમની રાત્રિ કવિઓના મનમાં નિષ્ફળ થતી, તે રાત્રિ, હાલ તારા જવાથી લક્ષ્મીનો વૈભવ ભોગવે છે. ૧૧

मन्दस्मितेन सुधया परिषिच्य या मां नेत्रोत्पलैर्विकसितैरनिशं समीजे ॥ सा नित्यमंगलमयी गृहदेवता मे कामेश्वरी हृदयतो दयिता न याति ॥ १२ ॥

અર્થ—મંદહાસ્ય રૂપી અમૃત રેડી, વિકાસ પામેલા નેત્ર કમળથી હમેશ જે મારી પૂજા કરતી નિત્ય મંગળરૂપ ઘરની દેવતા સરખી તે પ્યારી મારા હૃદયમાંથી જતી નથી. ૧૨

भूमौ स्थिता रमण नाथ मनोहरेति सम्बोधनैर्यमधिरोपितवत्यसि द्याम् ॥ स्वर्गे गता कथमिव क्षिपसि त्वमेणशावाक्षि तं धरणिधूलिषु मामिदानीम् ॥ १३ ॥

અર્થ—હે સ્ત્રી, તેં પ્રથમ પૃથ્વી ઉપર રહી, હે નાથ, હે રમણ એવાં સંબોધન આપી મને સ્વર્ગની પાયરી પર ચડાવ્યો અને હાલ તું સ્વર્ગમાં ગઈ ત્યારે જમીનની ધુળમાં મને કેમ રગદોળે છે. ૧૩

लावण्यमुज्ज्वलमपास्ततुलं च शीलं लोकोत्तरं विनयमर्थमयं नयं च ॥ एतान्गुणानशरणानथ मां च हित्वा हा हन्त सुंदरि कथं त्रिदिवं गतासि ॥ १४ ॥

અર્થ–હે સુંદરી, ઉજ્વળ સુંદરતા, અનુપમ શીળ, વિલક્ષણ વિનય અને સાર્થક નીતિ એ સઘળા ગુણો તારા સ્વર્ગમાં ચાલી જવાથી અનાથ થઇ ગયા. ૧૪

**कांत्या सुवर्णवरया परया च शुद्ध्या नित्यं स्विकाः खलु शिखाः परितः क्षिपन्तीम् ॥ चेतोहरामपि कुशेशयलोचने त्वां जानामि कोपकलुषो दहनो ददाह ॥ १५ ॥**

અર્થ–સુવર્ણ સરખી કાંતિ અને ઘણી શુદ્ધિથી પોતાની (અગ્નિની) શિખાઓનો નિત્ય તિરસ્કાર કરનારી તને, મનોહર છતાં ક્રોધ કરી અગ્નિએ બાળી દીધી એમ જાણું છું. ૧૫

**कर्पूरवर्तिरिव लोचनतापहन्त्री फुल्लाम्बुजस्रगिव कण्ठसुखैकहेतुः ॥ चेतश्चमत्कृतिपदं कवितेव रम्या नम्या नरीभिरमरीव हि सा विरेजे ॥१६॥**

અર્થ–કપુરની વાટની પેઠે નેત્રના તાપને હરનારી, ખીલેલા કમળની માળાની પેઠે કંઠને સુખ આપનારી, કવિતાની પેઠે ચિત્તને ચમત્કાર દેનારી અને સ્ત્રિઓએ નમવા લાયક તે સ્ત્રી પરી સરખી શોભતી હતી. ૧૬

**स्वप्नान्तरेऽपि खलु भामिनि पत्युरन्यं या दृष्टवत्यसि न कंचन साभिलाषम् ॥ सा सम्प्रति प्रचलिताऽसि गुणैर्विहीनं प्राप्तुं कथं कथय हन्त परं पुमांसम् ॥ १७ ॥**

અર્થ–હે સ્ત્રી, સ્વપ્નમાં પણ પતિ સિવાય બીજા કોઈ સામુ

અભિલાષાથી જોતી ન હતી, તે તું હાલ ગુણ વગરના (નિર્ગુણ) પર પુરૂષ ( પરબ્રહ્મ ) ને પામવા કેમ ચાલી નિકળી ? ૧૭

**रीतिं गिराममृतवृष्टिकिरां त्वदीयां तां चाकृतिं कृतिवरैरभिनन्दनीयाम् ॥ लोकोत्तरामथ कृतिंच सुधारसार्द्रां स्तोतुं न कस्य समुदेति मनःप्रसादः१८**

અર્થ–અમૃતની વૃષ્ટિ સરખી તારી વાણીની રીતિ, કુશળ કારીગરોએ વખાણવા લાયક આકૃતિ અને અમૃત રસ સરખા લોક વિલક્ષણ કૃત્યની સ્તુતિ કરવા કેના મનની પ્રસન્નતાનો ઉ-દય ન થાય ! ૧૮

**इति श्रीमत्पण्डितराजजगन्नाथकृते भामिनीविलासे करुणो नाम तृतीयो विलासः ॥**

એ પ્રમાણે પંડિતરાજ જગન્નાથ કવિના કરેલા ભામિની વિ-લાસના તરજુમાનો કરૂણ નામનો ત્રીજો વિલાસ સંપૂર્ણ થયો.

## अथ चतुर्थो विलासः

### शांतोविलासः

**विशालविषयाटवीवलयलग्नदावानलप्रसृत्वर-शिखावलीविकलितं मदीयं मनः ॥ अमन्दमिलद्विन्दिरे निखिलमाधुरीमन्दिरे मुकुन्दमुखचन्दिरे चिरमिदं चकोरायताम् ॥ १ ॥**

અર્થ–વિશાળ વિષયોરૂપી જંગલમાં લાગેલા દાવાનળની

ઝાળોથી વિહ્વલ થઇ ગએલું મારૂં મન, અખંડ લક્ષ્મી વાળા અને સર્વ મધુરતાના મંદિર કૃષ્ણના મુખ રૂપી ચંદ્રને વિષે ચકોર પક્ષી સરખું થાઓ. ૧

अये जलधिनन्दिनीनयननीरजालम्बन ज्वलज्ज्वलनजित्वरज्वरभरत्वराभंगुरम् ॥ प्रभातजलजोन्नमद्गरिमगर्वसर्वंकषैर्जगात्त्रितयरोचनैः शिशिरयाशु मां लोचनैः ॥ २ ॥

અર્થ–હે લક્ષ્મીના નેત્રકમળના આશ્રય કૃષ્ણ, હું સળગતા અગ્નિથી પણ અધિક સંસારના તાપોથી તપી ગયો છું માટે પ્રભાતમાં ખીલેલા કમળોના ગર્વને ટાળનારા અને ત્રણ જગતને મનોહર નેત્રથી મને થંડો પાડો. ૨

स्मृतापि तरुणातपं करुणया हरन्ती नृणामभंगुरतनुत्विषां बलयिता शतैर्विद्युताम् ॥ कलिन्दगिरिनंदिनीतटसुरद्रुमालम्बिनी मदीयमतिचुम्बिनी भवतु काऽपि कादंबिनी ॥ ३ ॥

અર્થ–સ્મરણ કરવાથી પણ દયા કરી મનુષ્યોના ઉગ્ર તાપને ટાળનારી, અખંડ કાંતિ વાલી, સેંકડો વીજળીથી વીંટાએલી અને કલિંદ પર્વતમાંથી નિકળેલી યમુનાના કાંઠા ઉપરના દેવતાઈ ઝાડનો આશ્રય કરનારી કોઈ મેઘમાળા મારી બુદ્ધિને ચુંબન કરનારી થાઓ. ૩

कलिंदनगनंदिनीतटवनांतरं भासयन्सदा पथि गतागतश्रमभरं हरन्प्राणिनाम् ॥ लतावलिशा-

तावृतो मधुरया रुचा संभृतो ममाशु हरतु श्रमान-
तितरां तमालद्रुमः ॥ ४ ॥

અર્થ–યમુનાના કિનારાના વનને શોભાવનાર, નિરંતર પ્રાણીઓના જવા આવવાના શ્રમને હરનાર , સેકડો તળાવની પંક્તિથી વીટાએલ અને મધુર કાંતિથી ભરપૂર તમાલ વૃક્ષ (કૃષ્ણ) મારો શ્રમ સારી રીતે હરો . ૪

जगज्जालं ज्योत्स्नामयनवसुधाभिर्जटिलय-
ञ्जनानां संतापं त्रिविधमपि सद्यः प्रशमयन् ॥
श्रितो वृंदारण्यं नतनिखिलवृंदारकवृतो.मम स्वांत-
ध्वांतं तिरयतु नवीनो जलधरः ॥ ५ ॥

અર્થ–ચાંદની સરખા નવીન જળથી જગતને ભરપૂર કરતો મનુષ્યોના ત્રણે પ્રકારના તાપને શાંત કરનાર , વૃંદારણ્યમાં રહેલ અને નમેલા સર્વ દેવોથો વીંટાએલ નવીન મેઘ ( શ્રીકૃષ્ણ) મારા અંતઃકરણના અંધારાને ટાળો . ૫

ग्रीष्मचण्डकरमण्डलभीष्मज्वालसंसरणतापि-
तमूर्तेः ॥ प्रावृषेण्य इव वारिधरो मे वेदनां हरतु
वृष्णिवरेण्यः ॥ ६ ॥

અર્થ– વર્ષાઋતુના મેઘની માફક શ્રીકૃષ્ણ મારી વેદના હરો કારણ કે ગ્રીષ્મઋતુના પ્રચંડ સૂર્ય કિરણોના ઝાળોથી મારૂં અંગ તપી ગયું છે.. ૬

अपारे संसारे विषमविषयारण्यसरणौ मम
भ्रामं भ्रामं विगलितविरामं जडमतेः ॥ परिश्रांत-

स्यायंतरणितनयातीरनिलये समंतात्संतापं ह-
रिनवतमालस्तिरयतु ॥ ७ ॥

અર્થ—હરિ એજ નવીન તમાલ વૃક્ષ યમુનાજીને કિનારે મારો સંતાપ ચોમેરથી હરો. કારણકે અપાર સંસારમાં વિષયોના જંગલમાં વિસામા વગર જડમતિનો હું ભટકી ભટકી થાકી ગયો છું. ૭

आलिंगितो जलधिकन्यकया सलीलं लग्नः प्रि-
यंगुलतयेव तरुस्तमालः ॥ देहावसानसमये हृद-
ये मदीये देवश्चकास्तु भगवानरविंदनाभः ॥ ८ ॥

અર્થ—પ્રિયંગુની લતાથી વીટાએલા તમાલ વૃક્ષની માફક સમુદ્ર કન્યા લક્ષ્મીજીએ આલિંગન કરેલ અને કમળ જેની નાભિમાં છે એવા દેવ, દેહ છોડતી વખતે મારા હૃદયમાં પ્રગટ થાઓ. ૮

नयनानंदसंदोहतुन्दिलीकरणक्षमा ॥ तिरयत्वा-
शु संतापं कापि कादंबिनी मम ॥ ९ ॥

અર્થ—નેત્રને આનંદનો સમૂહ ઉત્પન્ન કરનારી કોઈ મેઘમાળા (શ્રીકૃષ્ણ) મારો સંતાપ મટાડો. ૯

वाचा निर्मलया सुधामधुरया यां नाथ शि-
क्षामदास्तां स्वप्नेऽपि न संस्मराम्यहमहभावावृ-
तो निस्त्रपः ॥ इत्यागःशतशालिनं पुनरपि स्वी-
येषु मां बिभ्रतस्त्वत्तो नास्ति दयानिधिर्यदुपते म-
त्तो न मत्तः परः ॥ १० ॥

અર્થ–હે નાથ, અમૃતથી પણ મધુર નિર્મળ વેદ વાણીથી જે તમે મને ઉપદેશ આપ્યો તેને અહંભાવથી અને નિર્લજ્જપણાથી સ્વપ્નમાં પણ મેં સંભાળ્યો નહીં એવા સેંકડો અપરાધ કરનારાને પણ પોતાના ભક્તમાં ગણો છો માટે હે યદુપતિ તમ જેવો કોઈ દયાળુ નથી અને હું જેવો કોઇ ગાંડો નથી. ૧૦

पातालं व्रज याहि वा सुरपुरीमारोह मेरोः शिरः पारावारपरम्परां तर तथाप्याशा न शांता तव ॥ आधिव्याधिपराहतो यदि सदा क्षेमं निजं वाञ्छसि श्रीकृष्णेति रसायनं रसय रे शून्यैः किमन्यैः श्रमैः ॥ ११ ॥

અર્થ–હે જીવ પાતાળમાં જા, ઇંદ્રપુરીમાં જા, મેરૂ પર્વતના શિખર ઉપર ચડ અને સમુદ્ર તરીને પેલે પાર જા તોપણ તારી આશા શાંત નહીં થવાની. આધિ અને વ્યાધિથી અકળાઇ સદા જો તારૂં કલ્યાણ ચાહતો હો તો શ્રીકૃષ્ણરૂપી રસાયન સેવ, બીજા મફતના શ્રમનું શું પ્રયોજન છે. ૧૧

गणिकाजामिलमुख्यानवता भवता नताहमपि सीदन् ॥ भवमरुगर्त्ते करुणामूर्ते न सर्वथोपेक्ष्यः ॥ १२ ॥

અર્થ–ગણિકા અને અજામિલ વગેરેનું રક્ષણ કરનાર હે કરૂણા મૂર્ત્તિ કૃષ્ણ, હું સંસારરૂપી ખાડામાં સીદાઉં છું તેની સર્વથા ઉપેક્ષા કરતા નહીં. ૧૨

विदित्वेदं दृश्यं विषमरिपुदुष्टं नयनयोर्विधा-

यांतर्मुद्रामथ सपदि विद्राव्य विषयान् ॥ विधूता-न्तर्ध्वांतो मधुरमधुरायां चिति कदा निमग्नः स्यां कस्यांचन नवनभस्यांबुदरुचौ ॥ १३ ॥

અર્થ-વિષમ શત્રુઓથી દુષ્ટ આ દૃશ્ય ( જગત ) ને જાણી, નેત્ર વીંચી ધ્યાન ધરી સર્વ વિષયોને નસાડી અંતઃકરણનું અંધારૂં જેનું ટળી ગયું છે એવો હું, નવીન મેઘ સરખી કાંતિ વાળા અતિ મધુર ચૈતન્ય વિષે ક્યારે નિમગ્ન થાઉં. ૧૩

मृद्वीका रसिता सिता समशिता स्फीतं निपीतं पयः स्वर्यातेन सुधाऽप्यधायि कतिधा रम्भाधरः खण्डितः ॥ सत्यं ब्रूहि मदीयजीव भवता भूयो भवे भ्राम्यता कृष्णेत्यक्षरयोरयं मधुरिमोद्गारः क्वचिल्लक्षितः ॥ १४ ॥

અર્થ-દ્રાક્ષ ચાખી, સાકર ખાધી, દુધ ઘણું પીધું, સ્વર્ગમાં જઈ અમૃત પીધું અને રંભાના અધરનું ચુંબન કર્યું. હે મારા જીવ સાચું બોલ, કે વરંવાર તું ભવ ભટકે છે તેમાં ક્યાંઇ કૃષ્ણ એવા અક્ષરોની મીઠાશ આવી ? ૧૪

वज्रं पापमहीभृतां भवगदोद्रेकस्य सिद्धौषधं मिथ्याज्ञाननिशाविशालतमसास्तिग्मांशुबिंबोदयः ॥ स्फूर्जत्क्लेशमहीरुहामुरुतरज्वालाजटालः शिखी द्वारं निर्वृतिसद्मनो विजयते कृष्णेति वर्णद्वयम् १५

અર્થ-દુષ્ટ રાજાઓને વજ્ર સરખા, સંસાર રૂપી રોગના વધારાનું દિવ્ય ઔષધ તુલ્ય, મિથ્યા જ્ઞાન રૂપી રાત્રિના મોટા

અંધકારને ટાળવામાં સુર્ય બિંબ સમાન , ઉદય પામતા ક્લેશ રૂપી વૃક્ષોને બાળવામાં મોટી ઝાળો વાળા અગ્નિ સમાન અને મોક્ષ રૂપી ઘરના દ્વાર સરખા કૃષ્ણ એવા બે અક્ષર સર્વોત્કર્ષે કરીને વર્ત્તે છે . ૧૫

**रे चेतः कथयामि ते हितमिदं वृन्दावने चारयन्वृदं कोऽपि गवां नवांबुदनिभो बन्धुर्नकार्यस्त्वया ॥ सौंदर्य्याद्भुतमुद्भिरद्भिरभितः संमोह्य मंदस्मितैरेष त्वां तव वल्लभांश्च विषयानाशु क्षयं नेष्यति ॥ १६ ॥**

અર્થ–હે ચિત્ત , તને એક હિતની વાત કહું. વૃંદાવનમાં ગાયોના ટોળાને ચારનાર નવીન મેઘ સરખા શ્યામ કૃષ્ણની મિત્રાઇ તારે કદી કરવી નહી. અદ્ભુત સુંદરતાવાળા મંદહાસ્યથી મોહ ઉપજાવી આ કૃષ્ણ તારો અને તારા વિષયોનો ક્ષય કરશે. સારાંશ એક શ્રીકૃષ્ણ સાથે પ્રીતિ થવાથી વિષય વાસનાનો ક્ષય થાય છે અને જીવની મુક્તિ થાય છે. ૧૬

**अव्याख्येयां वितरति परां प्रीतिमन्तर्निमग्ना कण्ठे लग्ना हरति नितरां यान्तरध्वांतजालम् ॥ तां द्राक्षौघैरपि बहुमतां माधुरीमुद्गिरंतीं कृष्णेत्याख्यां कथय रसने यद्यसि त्वं रसज्ञा ॥ १७ ॥**

અર્થ–અંતરમાં ધ્યાન કરવાથી પરમ પ્રીતિ ઉપજાવે છે , કંઠમાં રહેવાથી અંદરનું અંધારૂં ટાળે છે અને દ્રાક્ષાઓથી પણ ઉત્તમ મધુરતા આપનારૂં કૃષ્ણ એવું નામ હે જીભ , તું જો રસ જાણતી હો તો લે . ૧૭

संत्येवास्मिञ्जगति बहवः पक्षिणो रम्यरूपा-
स्तेषां मध्ये मम तु महती वासना चातकेषु ॥ यै-
रध्यक्षैरथ निजसखं नीरदं स्मारयद्भिश्चित्तारूढं भ-
वति किमपि ब्रह्म कृष्णाभिधानम् ॥ १८ ॥

અર્થ—આ જગતમાં સુંદર પક્ષીઓ અનેક છે પણ તે સઘળાઓમાં મારી વાસના તો ચાતક પક્ષીમાં છે. કારણ કે જે પક્ષીઓ પોતાનો પ્યારા મેઘની મને યાદ દેવરાવે છે તેથી મેઘ સરખા કૃષ્ણ નામે પરબ્રહ્મ ચિત્તે ચડી આવે છે .૧૮

विष्वद्रीच्यां भुवनमभितो भासते यस्य भासा
सर्वेषामप्यहमिति विदां गूढमालम्बनं यः ॥ तं
पृच्छंति स्वहृदयमतो वेदिनो विष्णुमन्यानन्यायोऽ-
यं शिव शिव नृणां केन वा वर्णनीयः ॥ १९ ॥

અર્થ—વિશ્વમાં વ્યાપક જેની કાંતિથી આ સઘળું જગત પ્રકાશી રહ્યું છે. હું છું એમ જાણનારા સુર્વનો આશ્રયરૂપ જે પોતાના હૃદયમાં રહે છે તે વિષ્ણુ વિષે પુછે છે તો અહોહો એ મનુષ્યનો મોટો અન્યાય કોનાથી વર્ણવી શકાય. ૧૯

सेवायां यदि साभिलाषमसि रे लक्ष्मीपतिः से-
व्यतां चिन्तायामसि सस्पृहं यदि तदा चक्रायुध-
श्चिन्त्यताम् ॥ आलापं यदि वाञ्छसि स्मरारिपो-
र्गाथा तदालप्यतां स्वापं वाञ्छसि चेन्निरर्गलसुखे
चेतस्तदा सुप्यताम् ॥ २० ॥

અર્થ—હે ચિત્ત તને સેવાની મરજી થતી હોય તો લક્ષ્મીપતિનું સેવન કર. વિચાર કરવાનું મન હોય તો વિષ્ણુ વિષેનો વિચાર કર. બોલવાની જો મરજી હોય તો હરિના ગુણ ગા. અને સુવાની મરજી હોય તો અખંડ મોક્ષ સુખમાં સુઇ જા. ૨૦

**भवग्रीष्मप्रौढातपनिवहसन्तप्तवपुषो बलादुन्मूल्य द्राङ्गनिगडमविवेकव्यतिकरम् ॥ विशुद्धेऽस्मिन्नात्मामृतसरसि नैराश्यशिशिरे विहंगास्ते दूरीकृतकलुषजालाः सुकृतिनः ॥ २१ ॥**

અર્થ—કામ ક્રોધાદિકનું જાળ દુર કરનારાં સુકૃતિઓ સંસાર રૂપી ગ્રીષ્મઋતુના સખત તડકામાં શરીર તપી ગયાથી અવિવેક રૂપી બેડી તોડી નિરાશપણાથી ઠંડા આત્મા રૂપી અમૃતના તળાવમાં પક્ષી રૂપ છે. ૨૧

**बंधोन्मुक्तैः खलु मखमुखान् कुर्वते कर्म्मपाशानंतःशांत्यै मुनिशतमतानल्पचिंतां भजंति ॥ तीर्थे मज्जन्त्यशुभजलधेः पारमारोढुकामाः सर्वं प्रामादिकमिह भवे भ्रान्तिभाजां नराणाम् ॥ २२॥**

અર્થ—બંધથી છુટવા યજ્ઞ વગેરે કર્મના પાશલા બનાવે છે, અંતઃકરણની શાંતિ સારૂ સેકડો મુનિના મત વિષે મોટી ચિંતા ધરેછે. અને પાર પામવા સારૂ અશુભ સમુદ્રના તીર્થમાં ડુબેછે. આ સઘળી આ સંસારમાં ભ્રાંતિ પામેલા મનુષ્યોની ગફલત છે. ૨૨

**प्रथमं चुम्बितचरणा जङ्घाजानूरुनाभिहृदयानि ॥ आलिंग्य भावना मे खेलतु विष्णोर्मुखाब्जशोभायाम् ॥ २३ ॥**

અર્થ—મારી ભાવના પ્રથમ વિષ્ણુના ચરણનું ચુંબન કરી જાંઘ, ઢીંચણ, નાભિ, અને હૃદયનું આલિંગન કરી મુખ કમળ ની શોભામાં રમો. ૨૩

**मलयानिलकालकूटयो रमणीकुन्तलभोगिभोगकूयोः ॥ श्वपचात्मभुवोर्निरन्तरा मम भूयात्परमात्मनिश्चितिः ॥ २४ ॥**

અર્થ—મલય પર્વતનો પવન અને કાલકુટ ઝેર, સ્ત્રીનો કેશ અને સર્પનું શરીર તથા ચંડાળ અને બ્રાહ્મણ એ સર્વમાં પરમાત્મા વ્યાપિ રહ્યા છે એવો મારો નિશ્ચય થાઓ. ૨૪

**निखिलं जगदेव नश्वरं पुनरस्मिन् नितरां कलेवरम् ॥ अथ तस्य कृते कियानयं क्रियते हन्त जनैः परिश्रमः ॥ २५ ॥**

અર્થ—આખું જગત નાશવંત છે અને તેમાં આ શરીર તો થોડી વાર ટકવાનું છે એને માટે મનુષ્યો કેટલો બધો શ્રમ કરે છે.૨૫

**प्रतिपलमखिलाँल्लोकान् मृत्युमुखं विशतो निरीक्ष्यापि ॥ हा हंत किं चित्तमिदं विरमति नाद्यापि विषयेभ्यः ॥ २६ ॥**

અર્થ—ક્ષણે ક્ષણે સર્વ લોકને મૃત્યુના મુખમાં પ્રવેશ કરતા જોઇને પણ અરે અફસોસ છે કે મારૂં ચિત્ત હજુ સુધી વિષયો થી નિવૃત્ત થતુ નથી.૨૬

**सपदि विलयमेतु राज्यलक्ष्मीरुपरि पतन्त्वथवा कृपाणधाराः ॥ अपहरतुतरां शिरः कृतान्तो मम तु मतिर्न मनागपैतु धर्म्मात् ॥ २७ ॥**

અર્થ—રાજ્યલક્ષ્મી જલદીથી નાશ પામી જાઓ, મારી ઉપર તરવારની ધારાઓ પડો અથવા આજજ કાળ, મારૂ મસ્તક હ રી લો, પણ મારી મતિ જરાપણ ધર્મથી વિમુખ ન થજો. ૨૭

**अपि बहुलबलं मूर्द्धनि रिपुरेव मे निरन्तरं भ्रमतु ॥ पातयतु वाऽसिधारामहमणुमात्रं न किञ्चिदपभाषे ॥ २८ ॥**

અર્થ—ઘણું જોર કરી મારા મસ્તક ઉપર શત્રુઓ ફરો અથવા તરવારના ઘા કરો તથાપિ અણુમાત્ર પણ ખોટું નહીં બોલું.૨૮

**तरणोपायं पश्यन्नपि मामक जीव ताम्यसि कुतस्त्वम् ॥ चेतःसरणीं किन्ते नागतः कदापि नन्दसुतः ॥ २९ ॥**

અર્થ—હે મારા જીવ, તરવારનો ઉપાય તું જુવે છે છતાં કેમ દુઃખી થાય છે ? કોઈ દિવસ નંદના પુત્ર શ્રીકૃષ્ણ તારા સાંભળ વામાં નથી આવ્યા કે કેમ ? ૨૯

**श्रियो मे मा सन्तु क्षणमपि च माद्यद्गजघटामदभ्राम्यद्भृङ्गावलिमधुरझङ्कारसुभगाः ॥ निमग्नानां यासु द्रविणरयपर्य्याकुलधियां मनः सेवाकार्य्ये हरिचरणयोर्नैव रमते ॥ ३० ॥**

અર્થ—જેનો મદ સુંઘવા સારૂ ભમરો અથડાઇ રહ્યા છે એવી હાથીઓની ઘટાઓવાળી લક્ષ્મી મને હોજો કારણ કે જે લક્ષ્મી ના વેગથી આકુળ થઈ જવાથી હરિચરણની સેવામાં મન લાગતું નથી. ૩૦

किं निःशङ्कं शेषे शेषे वयसः समागतोमृत्युः अथवा सुखं शयीथा निकटे जागर्ति जान्हवी जननी ॥ ३१ ॥

અર્થ-આ વૃદ્ધ અવસ્થામાં તું બેધડક કેમ સુતો છે? વા સુખે સુઈ જા કારણ કે ગંગાજી નજીકમાં છે. ૩૧

सन्तापं किं कलयसि धावं धावं धरातले हृदय ॥ अस्ति मम शिरसि सततं नन्दकुमारः प्रभु परमः ॥ ३२ ॥

અર્થ-હે હૃદય, આ જગતમાં દોડી દોડી મને સંતાપ કે આપે છે અરે ફિકર નહીં મારા રખેવાળ નંદપુત્ર પ્રભુ છે. ૩

रे रे मनो मम मनोभवशातनस्य पादाम्बुजद्वयमनारतमानम त्वम् ॥ किं मां निपातयसि संसृतिगर्त्तमध्ये नैतावता तव गमिष्यति पुत्रशोकः ॥ ३३ ॥

અર્થ-હે મારા મન, કામદેવથી પણ અધિક સુંદર શ્રી શંકરના ચરણારવિંદને નિરંતર નમ્ય. મને સંસારના ખાડમાં કેમ નાખે છે આમ કરવાથી તારો શોક જવાનો નથી. ૩૩

मरकतमणिमेदिनीप्ररोहस्तरुणतरस्तरुरेष वा तमालः ॥ रघुपतिमवलोक्य तत्र दूराद्दषिनिकरैरिति संशयस्तदापि ॥ ३४ ॥

અર્થ-રામચંદ્રને છેટેથી જોઈ ઋષિ લોકોએ તર્ક બાંધ્યો કે મરકત મણિની જમીનમાંથી ઉગેલું આ નાનું તમાલનું ઝાડ

કે શું. ૩૪

तरणितनया किं स्यादेषा न तोयमयी हि सा
॰ कृतमणिज्योत्स्ना वा स्यान्न सा मधुराकृतिः ॥
रे रघुपतेः कायच्छायाविलोकनकौतुकैर्वनवस-
भिः कैः कैरादौ न सन्दिदिहे जनैः ॥ ३५ ॥

અર્થ–રઘુપતિ રામના શરિરની કાંતિ જોઈ વનવાસી મનુ
ના મનમાં અનેક શંકાઓ આવવા લાગી તે એવી કે આ
ર આકૃતિ જળમય યમુનાજીની છે કે મરકત . મણીની
ત છે. ૩૫

चपला जलदाच्च्युता लता वा तरुमुरुयादि-
ा संशये निमग्नः ॥ गुरुनिश्वसितैः कपिर्मनीषी
नरमैषीदथ तां वियोगिनीति ॥ ३६ ॥

અર્થ—મેઘમાંથી પડી ગએલી આ વિજળી છે કે કોઈ ઝાડ ઉપ
થી તુટી પડેલી લતા છે એવા સંશયમાં પડેલા હનુમાને, મોટા
નેસાસા ઉપરથી આ વિ ોગીની છે એવો નિશ્ચય કરયો. ૩૬

भूति नीचगृहेषु विप्रसदने दारिद्यकोलाहलो
नाशो हन्त सतामसत्फलजुषामायुः समानां श-
तं ॥ दुर्नीतिं तव वीक्ष्य कोपदहनज्वालाजटालोऽ-
पिसन् किं कुर्वे जगदीश यत्पुनरहं दीनो भवा-
नीश्वरः ॥ ३७ ॥

અર્થ–નીચ લોકોના ઘરમાં સમૃદ્ધિ અને બ્રાહ્મણના ઘરમાં
દરિદ્રતાનો પોકાર, સત્પુરૂષોનો નાશ અને દુષ્ટોની સો વર્ષની

આવરણ. હે જગદિશ્વર, આવી તારી અનીતિ જોઇ ક્રોધરૂપી અગ્નિથી હું બળી જાઉછું. પણ શું કરૂં હું ગરીબ પડયો અને તમે સમર્થ છો. ૩૭

**आमूलाद्रत्नसानोर्मलयवलयितादात्र कूलात् पयोधेर्यावंतः संति काव्यप्रणयनपटवस्ते विशंकं वदंतु ॥ मृद्वीकामध्यनिर्यन्मसृणमदधुरीमाधुरीभाग्यभाजां. वाचामाचार्यतायाःपदमनुभवितुं कोऽस्ति धन्यो मदन्यः ॥ ३८ ॥**

અર્થ—મેરૂ પર્વતનાં શિખરથી માંડી મલયાચળનો દક્ષિણ છેડો જ્યાં ગયો છે એવા દક્ષિણ મહાસાગર સુધી જે કોઈ કાવ્ય બનાવવામાં ચતુર છે તે સર્વ બેધડક કહો કે દ્રાક્ષામાંથી નિકળેલા રસની મધુરતા સમાન વાણીના આચાર્યનું પદ અનુભવ કરવાને મારા વિના બીજો કોણ ધન્ય છે. ૩૮

**गिरां देवी वीणागुणरणनहीनादरकरा यदीयानां वाचाममृतमयमाचामति रसम् ॥ वचस्तस्याकर्ण्य श्रवणसुभगं पन्डितपतेरधु वन्मूर्द्धानं नृपशुरथवाऽयं पशुपतिः ॥ ३९ ॥**

અર્થ—સરસ્વતી પોતાની વીણા વગાડવી બંધ કરી જેની અમૃત સરખી વાણીનો રસ ચાખે છે. કાનને સુંદર લાગે એવું તે પંડિતરાજનું વચન સાંભળી જે માથું ન ધુણાવે તે નર પશુ અથવા પશુપતિ ( શંકર ) જાણવો. ૩૯

**मद्वाणि मा कुरु विषादमनादरेण मात्सर्य-**

मग्नमनसां सहसा खलानाम् ॥ काव्यारविंदमकरंदमधुव्रतांस्त्वमास्येषु धास्यसितमां कियतो विशालान् ॥ ४० ॥

અર્થ—હે મારી વાણી, મત્સરમાં ડુબી ગએલા ખળ પુરૂષોના અનાદરથી ખેદ નહીં કર. કારણ કે કાવ્યરૂપી કમળના મકરંદને વિષે ભ્રમર સરખા ઘણા પુરૂષોને તું મુખમાં ધારીશ. ૪૦

विद्वांसो वसुधातले परवचःश्लाघासु वाचंयमा भूपालाः कमलाविलासमदिरोन्मीलन्मदाघूर्णिताः ॥ आस्ये धास्यति कस्य लास्यमधुना धन्यस्य कामालसस्वर्वामाभृशमाधुरीं विधुरयन्वाचां विलासो मम ॥ ४१ ॥

અર્થ—આ પૃથ્વીમાં વિદ્વાનો પરાયા વચનના વખાણમાં મુગા રહે છે, અને રાજાઓ લક્ષ્મીના વિલાસ અને મદિરાના મદથી ધુમંડમાં રહે છે ત્યારે હવે કામથી આળસુ અપ્સરાની મધુરતાને તિરસ્કાર કરનાર મારી વાણીનો વિલાસ ધન્ય પુરૂષના મુખમાં નૃત્ય કરશે. ૪૧

मधु द्राक्षा साक्षादमृतमथ वामाधरसुधा कदाचित्केषांचित्खलु हि विदधीरन्नपि मदम् ॥ ध्रुवं ते जीवंतोऽप्यहह मृतका मंदमतयो न येषामानंदं जनयति जगन्नाथभणितिः ॥ ४२ ॥

અર્થ—મધ, દ્રાક્ષ, સાક્ષાત્ અમૃત અને સ્ત્રીનું અધરામૃત કદાચિત્ કોઈને મદ કરે પણ જેને જગન્નાથની વાણી મદ ઉ-

ત્પન્ન નથી કરતી તે મંદબુદ્ધિના જીવતાંજ મુવા સરખા જાણવા. ૪૨

निर्म्माणे यदि मार्म्मिकोऽसि नितरामत्यंतपाकद्रवन्मृद्वीकामधुमाधुरीमदपरीहारोद्धुराणां गिराम् ॥ काव्यं तर्हि सखे सुखेन कथय त्वं सम्मुखे मादृशां मा चेदुष्कृतमात्मना कृतमिव स्वांताद्बहिर्मा कृथाः ॥ ४३ ॥

અર્થ—અત્યંત પાકવાથી ઝરતી દ્રાક્ષની મધુરતાના મદને હરનારી વાણી રચવામાં જો તું કુશળ છે તો હે મિત્ર મારા સરખા આગળ તારી કવિતા કરી બતાવ. નહીંતર ગુપ્ત કરેલા પાપની માફક તારા હૃદયમાંથી બાહેર ન પાડય. ૪૩

माधुर्य्यैरपि धुर्य्यैर्द्राक्षाक्षीरेक्षुमाक्षिकादीनाम् ॥ वन्द्यैव माधुरीयं पण्डितराजस्य कवितायाः ॥४४॥

અર્થ—દ્રાક્ષ, દુધ, શેલડી અને મધની ઉત્તમ મધુરતાઓએ પણ પંડિતરાજની ઉત્તમ કવિતાની મધુરતા વંદન કરવા યોગ્ય છે. ૪૪

शास्त्राण्याकलितानि नित्यविधयः सर्वेऽपि सम्भाविता दिल्लीवल्लभपाणिपल्लवतले नीतं नवीनं वयः ॥ सम्प्रत्युज्झितमासनं मधुपुरीमध्ये हरिः सेव्यते सर्वं पण्डितराजराजितिलकेनाकारि लोकाधिकम् ॥ ४५ ॥

અર્થ-શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, નિત્યવિધિ બધા પાળ્યા તથા દીલ્લીના પાદશાહના હાથ નીચે જુવાની ગાળી અને હાલ એ સઘળું છોડી દઈ મથુરાજીમાં આવી હરિનુ સેવન કરવા માંડયું. એવી રીતે પંડિતરાજ જગન્નાથે સઘળું આ લોકથી ન બની શકે તેવું કર્યું. ૪૫

**दुर्वृत्ता जारजन्मानो हरिष्यंतीति शंकया ॥**
**मदीयपद्यरत्नानां मञ्जूषैषा मया कृता ॥ ४६ ॥**

અર્થ—દુરાચરણી વર્ણસંકરો મારી કવિતાને હરી જશે એવી શંકા લાવી મેં મારા કવિતા રૂપ રત્નોની આ પેટી બનાવી. ૪૬

**इति श्रीमत्पण्डितराजजगन्नाथविरचिते भामिनी-विलासे शांतो नाम चतुर्थो विलासः ॥ सम्पूर्णः ॥**

આવી રીતે પંડિતરાજ જગન્નાથ કવિના રચેલા ભામિની વિલાસના ભાષાંતરમાં શાંત નામનો ચોથો વિલાસ પૂર્ણ થયો.

